# અર્પણ પત્રીકા.

---

ંત નેક નામદાર મહારાણાશ્રી મોહનદેવજી

મહારાજા સાહેબ, સ્વસ્થાન ધરમપોર.

નામદાર ગુજરાતમાં આવેલાં દેશી રાજ્યોના
વયોવૃદ્ધ છો. પરાપુર્વથી ચલી આવતા ધર્મના
સ્ત ઉપાસક છો. વિદ્વાન, સત્સંગના લોભી ધૈર્ય-
, કળા, હુન્નર અને ગુણીજનોના આશ્રયસ્થાન
પ્રજાનું પિતાતુલ્ય પાલન કરો છો. લોકોપયોગી
ને આપશ્રી ઘણીજ ઉલટથી સંગીન મદદ કરી
રાજ્યમાં આગળથી ચાલી આવતી ઉદારતાને
છો. આવા બીજા અનેક સદ્‌ગુણો અને સત્કાર્યો
ી પુજ્ય ભાવનાએ કરીને આ પુસ્તક આપ
ાજ માનપુર્વક અર્પણ કરવાની રજા લઉંછું.

આપશ્રીનો અતી આભારી

સેવક

સી. એન. ભટ.

# ગુજરાતનાં દેશી રાજ્યો.



## વડોદરા રાજ્ય.

૧ આખા હિંદુસ્તાનમાં આવેલાં દેશી રાજ્યોમાં ત્રીજા ... એનું ક્ષેત્રફળ ૮૧૮૨ ચોરસ માઇલ છે. વસ્તી ... માણસની છે. વસ્તીનો ... હીંદુ લોકોનો છે. બાકીના ... ૧૩૭ મુસલમાન, ૪૩૪૬૨ જૈન, ૭૯૫૫ પારસી, ૭૨૫૩ ને ૧૧૫૪ બીજી પરચુરણ જાત છે. વસ્તીના ધંધા મુજબ પાડલા ભાગ નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| ૧. | ખેડુત વર્ગના લોકો... ... ... ... ... ... | ૬૫.૬ |
| ૨. | હુન્નરઉદ્યોગ કરનાર લોકો... ... ... ... ... | ૧૨.૩ |
| ૩. | વાહન અગર જાતમહેનતથી માલ લાવનાર તથા લઇ જનાર લોકો ... ... ... ... ... ... | ૦.૮ |
| ૪. | વેપારી લોકો... ... ... ... ... ... ... | ૬.૪ |
| ૫. | લશ્કરી લોકો... ... ... ... ... ... ... | ૧.૩ |
| ૬. | રાજ્ય કારભારમાં કામ કરનાર લોકો ... ... ... | ૧.૯ |
| ૭. | ધંધાદારી કળા કૌશલ્ય જાણનારા લોકો... ... ... | ૩.૭ |
| ૮. | પોતાની ખાનગી ઉપજથી નીર્વાહ કરનાર લોકો... ... | ૦.૪ |

...ર ખાનગી નોકરી કરનારા લોકો... ... ...
...ઇપણ જાતનું વર્ણન નહીં બતાવેલા વર્ગના લો...

વડોદરા રાજ્યની રૈયતના સુભાગ્યે વડોદરા...
...દુસ્તાનમાં ગણાતા એક બાહોશ, ખંતીલા, વિદ્વાન...
તેમજ દુનીઆના દરેક ભાગમાં પ્રસિદ્ધિ પામેલા ...
સેનાખાસખેલ સમશેર બહાદુર શ્રી સયાજીરાવ મહા...
અમલ નીચે છે. પોતાના રાજ્યની રૈયત ઘણીજ બાહો...
કારભારમાં વધારે ભાગ લેતી થાય તેમજ તેમની સંસા...
અને આધ્યાત્મીક સ્થીતીમાં ઘણોજ આવકારદાયક સુ...
જોવાને તેઓ નામદાર પોતાના તનમન અને ધનથી અ...
લીધા કરે છે.

મહારાજા સાહેબના મરહુમ પાટવી કુમાર સાહેબ શ્રી ફતેસીંહ-રાવના કુંવર સાહેબ શ્રી પ્રતાપસીંહરાવ ગાદીના વારસ છે. મહારાજા સાહેબના બીજા બે કુવર સાહેબો જયસીંહરાવ તથા ધૈર્યશીલરાવ, રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓમાં નોકરી કરી જાતીઅનુભવ મેળવે છે.

મહારાજા સાહેબને સંપતરાવ નામે ૧ ભાઇ છે જેઓ રાજ્યમાં સુબાની પદવી ધરાવે છે.

ગુજરાતના પ્રખ્યાત સુરત શહેરના વતની શ્રીયુત મનુભાઇ નંદશંકરભાઈ મહેતા એમ. એ. એલ. એલ. બી. જેઓએ આખા રાજ્યમાં જુદાં જુદાં ખાતાંઓમાં અનુભવ મેળવેલો છે, તેઓ સાહેબ

.ર વડોદરા રાજ્યનો મહાન જોખમદારી ભરેલો દીવાન સાહેબનો ..દ્દો ભોગવે છે. રાજ્યમાં બીજા પણ મુખ્ય અમલદારો વિદ્વાન અને યુનવર્સીટીની ડીગ્રીઓ પામેલા છે.

**રાજ્યવ્યવસ્થા**—આ રાજ્યમાં ત્રણ સભાસદ તથા એક અધ્યક્ષની બનેલી એક કાઉન્સીલ સ્થાપવામાં આવેલી છે. અને આ કાઉન્સીલ પોતાની સત્તામાં આવતાં સઘળાં કામકાજો અભિ-પ્રાય સાથે શ્રી મહારાજા સાહેબ તરફ મોકલી આપે છે.

આ રાજ્યમાં લેજીસ્લેટીવ કાઉન્સીલ એટલે ધારાસભા પણ છે. ..ા ધારાસભામાં અધ્યક્ષ તરીકે દીવાન સાહેબ સાથે ૨૬ સભાસદો ..મવામાં આવે છે. સભાસદોની ચુંટણી નીચે મુજબ કરવામાં .માવે છે.

૧. અધ્યક્ષ
૪. એક્ષ ઓફીસરો સભાસદો
૬. ઓફીસરોમાંથી સરકાર તરફથી નીમાયલા સભાસદો
૫. સરકાર તરફથી નીમાયલા પ્રજા તરફના સભાસદો
૧૦. પ્રજાએ ચુંટી કાઢેલા સભાસદો.

આ સભાસદોને બીલો દાખલ કરવાની પરવાનગી મેળવવાની તથા ઠરાવો મુકવાની સત્તા આપવામાં આવે છે.

આ રાજ્યમાં વરીષ્ટ કોર્ટ એ ન્યાય મેળવવા માટે સૌથી છેલ્લામાં છેલ્લી કોર્ટ છે. તેમ છતાં આ કોર્ટના ઠરાવ ઉપર પણ શ્રી મહારાજા સાહેબ અપીલ સાંભળે છે. આવી અપીલની ....ની વખતે એક

મીટી શ્રી મહારાજા સાહેબ સાથે સલાહ આપવા માટે બેસે છે. આ કમીટી એક લીગલ રીમેંબ્રન્સર બીજા વરીષ્ટ કોર્ટના એક જડજ કે જેઓએ અપીલવાળો ખટલો ચલાવ્યો ન હોય અને ત્રીજા હજુર કામદારની બનેલી હોય છે.

શ્રી મહારાજા સાહેબ આ કમીટી સાથે વરસમાં ચાર વખત કામ કરે છે અને દરેક વખતે જ્યાં સુધી સુનાવણી માટેની સઘળી અપીલોના ફેંસલા થાય નહીં ત્યાં સુધી આ કામ ચાલુ રહે છે. કમીટીના ત્રણે સભાસદો અપીલની સઘળી દલીલો બરાબર સાંભળે છે અને પોતાના અભિપ્રાયો શ્રીમંત મહારાજા સાહેબને નીવેદન કરે છે. ત્યાં બાદ શ્રી મહારાજા સાહેબ પોતાનો છેવટનો અભિપ્રાય બહાર પાડે છે.

વળી ખાતાનીહાય સદર અદાલત નામે એક કોર્ટ છે. કોર્ટમાં રાજ્યની કારોબારી બાબતમાં ખાતાના મુખ્ય અમલદારોએ કરેલા ઠરાવો સામેની અપીલો સાંભળવામાં આવે છે.

આ રાજ્યની કુલ વાર્ષિક પેદાશ રૂા. ૧૯૦૯૦૫૪૦ છે, તથા ખર્ચ રૂા. ૧૬૭૫૧૪૮૯ છે.

**૧. મુલકીખાતું**—આ ખાતાની મુખ્ય પેદાશ રૂ. ૯૬૩૨૧૬૭ . આ ખાતાના મુખ્ય અધીકારી તરીકે સરસુબા ગણાય છે. અને મના હાથ નીચે ચાર સુબા અને કેટલાક નાયબ સુબા છે. દરેક હાલમાં મુખ્ય મુલકી અમલદાર વહીવટદાર હોય છે. આ ખાતામાં ડીવટદાર સુધી [illegible] ઘણાખરા અમલદારો બી. એ. અથવા [illegible] એ. એલ. [illegible] ની ડીગ્રીવાળા છે.

૮૭૬૭૭ વીઘા છે. એનું મહેસુલ
તેમાંથી રૂા. ૯૫૮૩૨૬૫ વસુલ આવે છે.
—૦ છે.

. રૂા. ૭૦૩૭૬૭ આવે છે અને ઇનકમટેક્ષ
છે.

ાબકારીખાતું—આબકારીખાતાની વાર્ષીક પેદાશ
... ૮૩ અને અફીણની વાર્ષીક પેદાશ રૂ. ૧૬૭૩૪૪૭ મળી
કુલ પેદાશ રૂ. ૩૮૮૭૮૪૦ છે. વસ્તીના પ્રમાણ સાથે સરખાવતાં
દરેક જણ દીઠ રૂ. ૨ની સરેરાસ આવે છે. આ ખાતાની મુખ્ય પેદાસ
દેશી દારૂની બનાવટ તથા વેચાણ, પરદેશી દારૂ, તથા તાડી અને બીજી
કેફી વસ્તુઓ વેચવાની લાઇસન્સ ફીથી પેદા કરવામાં આવે છે.
અમરેલી પ્રાંત સીવાય રાજ્યના બધા ભાગમાં આબકરીખાતું "કોન્ટ્રે-
કટ ડીસ્ટીલરી અને સેપરેટ શૉપ સીસ્ટમથી" ચાલે છે. આ રાજ્યમાં
દારૂ તથા તાડીની મળી કુલ ૧૨૦૦ દુકાનો છે. ક્ષેત્રફળના પ્રમાણમાં
દરેક ૭ ચોરસ માઇલે દારૂની દુકાન આવે છે.

૩. જંગલખાતું—આ રાજ્યમાં જંગલખાતામાં ૬૮૭૫૬૫
વીઘાં એટલે ૬૩૧ સ્કવેર માઇલ (એટલી) જમીન છે. આ ખાતાની
વાર્ષીક પેદાશ રૂ. ૧૯૨૦૨૬ છે. એટલે વીઘે લગભગ ૦-૪-૦ પેદાશ
થાય છે. જંગલોમાં રાહદારી રસ્તા કરવામા આવે છે તેમજ સરકારી
મકાનો પણ બાંધવામાં આવે છે. આ રાજ્યનું લશ્કરી ખર્ચ
રૂ. ૧૫૬૬૪૦૯ છે.

૪. **પોલીસખાતું**—પોલીસખા
માણસો છે. જેમાનાં ૨૬૧૯ ગુન્હા
તથા લોકોના જાનમાલના રક્ષણ માટે રા
માણસો જેલ, કચેરીઓ, બંગલાઓ
રાખવામાં આવેલાં છે. વસ્તીની સાથે પ્રમાણ
જાનમાલ માટે ફક્ત ૧ પોલીસ આવે છે. અને
કાઢતાં દરેક ત્રણ ચોરસ માઇલે ૧ પોલીસ આવે
ખર્ચ રૂ. ૮૮૦૬૦૬ થાય છે. વસ્તીના પ્રમાણમાં દ
રૂ. ૦–૭–૦ સાત આના ખર્ચ થાય છે. રાજ્યની કુલ ઉપજ
પ્રમાણમાં ૧ રૂપીએ ૦–૦–૯ પાઈ ખર્ચ થાય છે.

૪. **ન્યાયખાતું**—દીવાની તથા ફોજદારી ન્યાય માટે રાજ્યમાં નીચે મુજબની કોર્ટો છેઃ-

૧. વરીષ્ટ કોર્ટ
૫. ડીસ્ટ્રીક્ટ જડ્જ કોર્ટ
૪. આસીસ્ટંન્ટ જડ્જ કોર્ટ
૨૪. સબોર્ડીનેટ જડ્જ કોર્ટ
૪. ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ કોર્ટ
૯૨. એક્ષ ઓફીસ્યો રેવેન્યુ મેજીસ્ટ્રેટ કોર્ટ
૨૪. સાધારણ મેજીસ્ટ્રેટ કોર્ટ
૩૧. રેવેન્યુ મેજીસ્ટ્રેટો જેમને બીજા તથા ત્રીજા વર્ગની ફોજદારી સત્તા છે.
૫. વીલેજ મુનસફ કોર્ટ

૫. બીજા અમલદારો કે જેમને દીવાની સત્તા આપવામાં આવી છે.
૧૬૦. ગ્રામ્ય પંચાયતની કોર્ટો

---

૩૫૫

રાજ્યના કેટલાક ભાગમાં કાઉન્સીલીએટર્સ રાખવામાં આવ્યા છે. તેમની સંખ્યા લગભગ ૨૦૦ છે.
વડોદરાની કોર્ટોમાં કામ કરતા વકીલ તથા મુખ્તીઆરની સંખ્યા ...રે ૪૦૦ની છે અને તે નીચે મુજબ છે.

૪ બારીસ્ટરો.
૧૦૨ એલ એલ. બી.
૩ હાઇકોર્ટ પ્લીડર

અને બીજા રાજ્યના વકીલ તથા મુખ્તીઆરની પરીક્ષામાં પાસ થએલા વકીલો તથા મુખ્તીઆરો છે.

આ ખાતાનું કુલ ખર્ચ રૂ. ૪૬૦૪૦૫ છે. જે રાજ્યની કુલ ઉપજ સાથે સરખાવતાં ૦-૦-૪૩ સાડા ચાર પાઇ જેટલું થાય છે.

**૫. કેળવણી ખાતું:**—આ રાજ્યમાં નીચે બતાવ્યા મુજબની કોલેજો, હાઇસ્કુલો, મીડલસ્કુલો તથા ગુજરાતી સ્કુલો છે.

## અંગ્રેજી કેળવણી.

| | સંખ્યા | છોકરાની સંખ્યા | છોકરીઓની સંખ્યા | સરવાળો |
|---|---|---|---|---|
| કોલેજ | ૧ | ૬૨૬ | ૧૦ | ૬૩૬ |

| | | | | |
|---|---|---|---|---|
| છોકરાઓ માટે હાઇસ્કુલો | ૧૧ | ૪૧૩૩ | ૧૧ | ૪૧૪૪ |
| છોકરીઓ માટે હાઇસ્કુલો | ૧ | ૦ | ૧૪૨ | ૧૪૨ |
| એંગ્લો વર્નાક્યુલર નિશાળો | ૩૫ | ૪૮૩૨ | ૦ | ૪૮૩૨ |
| ગુજરાતી ઉપલા ધોરણોમાં અંગ્રેજી વર્ગો | ૧૩ | ૨૬૯ | ૦ | ૨૬[illegible] |
| રાજ્ય કુટુંબની નીશાળ | ૧ | ૧ | ૨ | ૩ |
| સરવાળા | ૬૨ | ૯૮૬૧ | ૧૬૫ | ૧૦૦૨૬ |

## ગુજરાતી કેળવણી.

| | | | | |
|---|---|---|---|---|
| પુરૂષો માટેની ટ્રેનીંગ કોલેજ | ૨ | ૫૮૦ | ૦ | ૫૮૦ |
| સ્ત્રીઓ માટેની ટ્રેનીંગ કોલેજ | ૧ | ૦ | ૧૧૮ | ૧૧૮ |
| છોકરાઓ માટેની ગુજરાતી શાળાઓ | ૨૨૨૯ | ૧૪૩૨૧૮ | ૦ | ૧૪૩૨૧૮ |
| છોકરાઓ માટેની ગુજરાતી શાળાઓ | ૬૫૭ | ૦ | ૮૯૨૬૦ | ૮૯૨૬૦ |
| કલાભવન | ૧ | ૪૦૮ | ૦ | ૪૦૮ |

| બીજી શાળાઓ | ૬૭ | ૪૫૦૮ | ૮૫૭ | ૫૩૬૬ |
|---|---|---|---|---|
| સરવાળો | ૨૭૧૯ | ૧૫૮૫૭૬ | ૯૦૪૦૦ | ૨૪૮૯૭૬ |

કેળવણી લેતાં છોકરાંઓની કુલ સંખ્યા ૨૪૮૯૭૬ થાય છે, જે વસ્તીનો $\frac{1}{8}$ ભાગ છે એટલે વસ્તીના પ્રમાણમાં સેકડે ૧૨ ટકા છોકરાંઓ કેળવણી લે છે.

આ રાજ્યમાં પ્રાથમીક કેળવણી મફત અને ફરજીઆત રાખવામાં આવી છે. આ ખાતાનો વાર્ષિક ખર્ચ રૂ. ૨૦૮૯૩૯૬ થાય છે વસ્તીના પ્રમાણ સાથે સરખાવતાં દરેક માણસ દીઠ ૧ રૂપીઓ સરેરાસ આવે છે. તથા રાજ્યની કુલ ઉપજ સાથે સરખાવતાં ૧ રૂપીએ ૦–૧–૯ પોણા બે આના ખર્ચ થાય છે.

**વૈદકખાતું:**— આ રાજ્યમાં સઘળાં મળી ૫૯ દવાખાનાં છે. તથા ૧ ગાંડા માણસો માટે, અને ૧ ચેપી રોગનાં માણસો માટે મળી બે બીજાં દવાખાનાં છે આ ખાતાનો કુલ વાર્ષિક ખર્ચ રૂા. ૩૦૦૦૦૦ ત્રણ લાખ રૂપીઆ છે. વસ્તીના પ્રમાણમાં દરેક માણસ દીઠ ૦–૨–૬ અઢી આના ખર્ચ આવે છે. રાજ્યની કુલ ઉપજ સાથે સરખાવતાં ૧ રૂપીએ ૦–૦–૩ ત્રણ પાઇ ખર્ચ કરવામાં આવે છે.

સેનીટેશન આખા રાજ્યમાં આરોગ્યતા માટે દેખરેખ રાખવાને એક સેનીટરી કમીશનર રાખવામાં આવેલ છે.

**જન્મ-મરણ**—આખા રાજ્યમાં જન્મ મરણની વાર્ષિક સંખ્યા લગભગ આશરે ૬૪૦૦૦ અને ૪૯૦૦૦ જેટલું અનુક્રમે આવે છે વસ્તીનાં પ્રમાણમાં સેંકડે ૩ અને ૨॥ જેટલી સરેરાસ આવે છે.

**વેપાર ઉદ્યોગ તથા હુન્નર**—આ રાજ્યમાં વેપાર ઉદ્યોગ હુંન્નર વીગેરેની ખીલવણી કરવા કરવા માટે ૧ ડીરેકટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ અને કોમર્સ નામે એક અમલદારની નીમણુંક કરવામાં આવેલ છે.

ખેતીવાડીનું કામ બીજા દેશોમાં હાલ ચાલતી નવી ઢબ મુજબ સહેલાઇથી થાય, અને વધુ પાક ઉત્પન્ન થાય તે માટે ખેડુતોને પુરતી સમજ આપવા માટે એગ્રીકલ્ચર ખાતું ખોલવામાં આવ્યું છે. કેટલીક જગ્યાએ મોડલ ફાર્મ્સ પણ ખોલવામાં આવ્યાં છે. જ્યાં નવા નવા અખતરાઓ કરવામાં આવે છે. વળી ખેતીવાડીને લગતી ચીજોનાં પ્રદર્શનો પણ વખતો વખત કરવામાં આવે છે. આ શીવાય બીજા પણ ઉપાયો ખેતીવાડીની ખીલવણી કરવા માટે લેવામાં આવે છે. ખેડુતોને નાણાં સંબંધી અગવડ ન પડે તેટલા માટે કોઓપરેટીવ સોસાઇટીઓ કાઢવામાં આવેલી છે. આ સોસાઇટીઓને રાજ્ય તરફથી સારી મદદ આપવામાં આવે છે.

આ રાજ્યમાં ૪ પ્રાંત પંચાયત, ૩૧ મહાલ પંચાયત તથા ૨૩૦૦ ગ્રામ્ય પંચાયત છે. જો કે આ સઘળી સંસ્થાઓ સ્વતંત્ર રીતે પોતાનું કામકાજ કરે છે, તેમ છતાં પંચાયત ખાતા ઉપર દેખરેખ સરસુબાની રહે છે.

પ્રાંત પંચાયતના પ્રમુખ સુબા હોય છે, અને તાલુકા પંચાયતના પ્રમુખ નાયબ સુબા હોય છે. વળી ગ્રામ્ય પંચાયતના પ્રમુખ ગામના મુખી પટેલ હોય છે. કેટલીક ગ્રામ્મ પંચાયતને મુકરર કરેલી રકમ સુધીના દીવાની દાવાઓ ચલાવવાની સત્તા આપવામાં આવે છે.

આ રાજ્યમાં ૧૦ સ્વતંત્ર મ્યુનીસીપાલીટીઓ છે. પંચાયત તથા મ્યુનીસીપાલીટીઓમાં રૈયત વર્ગના લોકોને પુરતો હક આપવામાં આવેલ છે.

**લાઇબ્રેરી**—આ રાજ્યમાં વડોદરા ખાતે એક સેન્ટ્રલ લાઇબ્રેરી છે. આ લાઇબ્રેરીમાં પુસ્તકોનો ઘણોજ સારો જથો છે. તેમજ હાલના જમાનાને લાયક સઘળાં પુસ્તકો તેમાંથી મળી આવે છે. રાજ્યની રૈયતનો વાંચનનો શોખ એટલો બધો વધી પડેલ છે કે રાજ્યના નાનાં નાનાં ગામડાંમાં પણ લાયબ્રેરી હોય છે વળી એક સરક્યુલેટીંગ લાઇબ્રેરી રાજ્યના દરેક ભાગમાં ફરે છે. જેમાં સારાં પસંદ કરેલાં પુસ્તકો હોય છે.

**કારખાનાં**—રાજ્યમાં નીચે મુજબ કારખાનાં છે.

| | |
|---|---|
| કપાસ પીલવાનાં જીન | ૯૪ |
| સુતરાઉ કાપડ વણવાની મીલો | ૪ |
| કપાસની ગાંસડીઓ બાંધવાના સંચા | ૧૬ |
| પાણીના પંપો | ૨૨ |
| રંગના કારખાનાં | ૫ |
| ચોખાની મીલ | ૨ |
| સુતળીનું કારખાનું | ૧ |
| ખાંડ બનાવવાનાં કારખાનાં | ૩ |
| કેમીકલ વર્કસ | ૩ |
| પથરા કાપવાના કારખાનાં | ૧ |

| | |
|---|---|
| મોટર મીલ્સ | ૩ |
| સીગારેટ બનાવવાનું કારખાનું | ૧ |
| મીણબતી બનાવવાનું કારખાનું | ૧ |
| ચોકલેટ બનાવવાનું કારખાનું | ૧ |
| સ્લેટ તથા પેન બનાવવાનું કારખાનું | ૧ |
| | ૧૫૮ |

આ રાજ્યમાં એક "બરોડા સ્ટેટ બેન્ક" નામે એક બેન્ક છે.

આ રાજ્યમાં કેટલાંક છાપખાનાં છે. સયાજીવિજય; વડોદરા વર્તમાન, નવસારી પત્રીકા વીગેરે અઠવાડીક વર્તમાનપત્રો નીકળે છે.



## રાજપીપલાનું રાજ્ય.

રેવાકાંઠા એજન્સીમાં આ ફર્સ્ટક્લાસ (પહેલા વર્ગનું) રાજ્ય છે. આ રાજ્યનું ક્ષેત્ર ફળ ૧૫૧૭ ચોરસ માઇલ છે. અને એની વસ્તી ૧૬૧૬૦૬ માણસની છે. વસ્તીનો મ્હોટો ભાગ ભીલ અને ધાણકાનો છે. રાજ્યમાં બીજી વસતી જાતોમાં બ્રાહ્મણ, વાણીઆ, રજપુત, મુસલમાન, પારસી, વહોરા, પાટીદાર, કાછીઆ, માછી અને કોળી વિગેરે છે.

આ રાજ્યની ઉત્તરે નર્મદા નદી અને સંખેડામેવાસનો ભાગ છે. પૂર્વે ખાનદેશ છે. દક્ષિણે વડોદરાનું રાજ્ય અને સુરત જીલ્લાનો માંડવી તાલુકો છે, અને પશ્ચિમે ભરૂચ જીલ્લો આવેલો છે.

ગયા પાંચ વર્ષની વાર્ષિક ઉપજની સરાસરી કહાડતાં રાજ્યની વાર્ષિક આવક રૂ. ૧૪૪૪૬૪૦ છે; અને ૧૯૧૬–૧૭ની સાલની વાર્ષિક પેદાશ રૂા. ૧૬૭૪૨૬૫ છે.

આ રાજ્ય ઈ. સ. ૧૮૮૪થી ૯૭ સુધી અંગ્રેજ સરકારના વહિવટ નીચે હતું

જ્યારે ઈ. સ. ૧૮૮૪ના ઑગષ્ટની ૧૦મી તારીખે આ રાજ્યના પ્રથમ જોઈન્ટ એડ્મિનીસ્ટ્રેટર કર્નલ. ઈ. વી. સ્ટેસ સાહેબે આવી રાજ્યનો વહીવટ ચલાવવાનું શરૂ કીધું ત્યારે સરકારી ત્રીજોરી તદ્દન ખાલી હતી. નાણાંની તંગીને લીધે રાજ્યનો કારભાર ચલાવવામાં તેમને ઘણી મુસ્કેલીઓ નડી હતી અને ખેડુતો તથા બીજા ગૃહસ્થો પાસેથી નાણાં ઉછીનાં લેવાં પડ્યાં હતાં. પરંતુ ઈ. સ. ૧૮૯૭માં જ્યારે અંગ્રેજ સરકારે કારભાર છોડી દઈ રાજ્યની ગાદી મહારાણા શ્રી છત્રસિંહજીને સોંપી ત્યારે સરકારી ત્રીજોરીમાં લગભગ સાડાપાંચ લાખ રૂપીઆની રકમ સોંપી.

બ્રિટિશ સરકારના એડ્મિનિસ્ટ્રેશન દરમ્યાન વીસ માઇલ સુધી આગગાડી માટે સડક બાંધવામાં આવી અને એ કામ માટે લગભગ અઢાર લાખ રૂપીઆનો ખર્ચ કરવામાં આવ્યો હતો. રાજ્યકારભાર સંપૂર્ણ ચોક્સાઇથી સારી રીતે ચલાવવામાં આવ્યો હતો, અને રાજ્યની ઉપજનો પ્રમાણમાં ઘણો સારો ખર્ચ કરવામાં આવ્યો હતો. રાજ્યના લગભગ સર્વ ખાતાંને સંગીનરીતે સુધારવા માટે ઘણાજ ફેરફારો કરવામાં આવ્યા હતા, અને બ્રિટિશ સરકારના કેટ-

લાક બાહોશ અને સુનંદા અમલદારોને જુદાં જુદાં ખાતાંઓના અધીકારી તરીકે નીમવામાં આવ્યા હતા. આ સઘળાં કામો માટે દરવર્ષે ઘણી મોટી રકમ ખર્ચવામાં આવતી હતી.

આ રાજ્યના હાલના રાજા મહારાણા શ્રી વિજયસિંહજી છે. એઓની ઉમ્મર ૨૮ વર્ષની છે.

મી. પી. એચ. દસ્તુર. એમ્. એ. એલ્. એલ્ બી. જેઓ ઘણાંજ ઉચ્ચ અને ઉદાર વૃત્તિના છે તેઓ આ રાજ્યના દિવાન છે.

**રાજ્યકુટુંબ.**—મહારાજા સાહેબને બે રાણીઓ છે. પહેલાં રાણી સાહેબ રતલામ પાસે આવેલા આમલેટા નામે નાની ઠકરાતના ઠાકોર સાહેબનાં કુંવરી સાહેબ છે. એઓ નામદાર ધર્મશીલ દાનશીલ અને રાણી સાહેબને છાજતા સર્વ સદ્ગુણોથી વિભૂષિત છે. આ રાણી સાહેબ માટે લોકમત ઘણોજ સારો છે. આજ રાણી સાહેબે પાટવી કુમાર સાહેબ શ્રી રાજેન્દ્રસિંહજીને જન્મ આપ્યો છે.

મહારાજા સાહેબે હમણાંજ બીજાં લગ્ન પન્નાનાં કુંવરી સાહેબ સાથે કર્યાં છે.

આ રાજ્યની રાજધાનીનું શહેર પહેલાં રાજપીપલા નામનું એક ગામડું હતું, પણ હાલમાં રાજધાનીનું શહેર નાંદોદ છે.

આ રાજ્ય વડોદરા રાજ્યને ઘાસ દાણા પેટે રૂ. ૫૦૦૦૦ તથા કૂટમહાલના કંપન્સેશન પેટે રૂ. ૧૦૨૭૦ મળી કુલ રૂ. ૬૦૨૭૦ આપે છે.

આ રાજ્ય બ્રિટિશ સરકારને કાંઇપણ ખંડણી આપતું નથી.

આ રાજ્યને દરસાલ નીચે પ્રમાણે રકમો મળે છે:—

૧. ભરૂચની ત્રીજોરીમાંથી રૂ. ૧૨૨૮૬.
૨. વડોદરા રાજ્યમાંથી અફીણના કંપન્સેશન પેટે રૂ. ૫૦૦).
૩. દર સાલ રૂ. ૧૩૦૭નું કેશ એલાવન્સ.

**રેવન્યુંખાતું**—જમીનનું મહેસુલ ઘણી ખરી જગ્યાએ સર્વે અને સેટલમેન્ટ ખાતા તરફથી નક્કી કરેલા દર મુજબ લેવામાં આવે છે. ફક્ત થોડા ભાગમાં જુની રૂઢી, હલબંધી, પ્રમાણે લેવામાં આવે છે. પાછલી રૂઢી ઘણીજ તકલીફ વાળી હતી, અને તેથી ખેડુતોને પોતાની જમીન સુધારવાને બિલકુલ ઉત્તેજન આપતી નહોતી. રાજ્યની સઘળી જમીન ઉપરના દર સર્વે અને સેટલમેન્ટ ખાતાથી નક્કી કરવા રાજ્ય તરફથી પગલાં લેવામાં આવે છે.

**આ રાજ્યના છ તાલુકા બનાવવામાં આવ્યા છે.**

(૧) નાંદોદ. (૨) ભાલોદ. (૩) ઝગડીઆ. (૪) વાલીઆ (૫) ગરડેશ્વર. (૬) ડેડીઆપાડા. આમાં નાંદોદ, ભાલોદ તથા ઝગડીઆ રાસ્તી છે ગરડેશ્વર તથા વાલીઆ તાલુકાનો કેટલોક ભાગ રાસ્તી અને કેટલોક ભાગ રાની છે. અને ડેડીઆપાડાનો તમામ ભાગ રાની છે.

આ રાજ્યની ખેડાણ કરવા લાયકની જમીનમાંથી ૨૫૯૩૪૬ એકર જમીનનું ખેડાણ કરવામાં આવેલ છે. અને વાર્ષિક મહેસુલ રૂ. ૭૯૩૫૧૪ છે. આથી દર એકરે રૂ. ત્રણની મહેસુલની સરેરાસ આવે છે.

વસ્તીના પ્રમાણમાં દરેક જણુ દીઠ જમીનના મહેસુલની સરેરાસ રૂ. પાંચ છે.

આ વરસથી એક રૂપિઆની મહેસુલે રૂ. ૦-૧-૦. એક આનો લોકલફંડ સેસનો લેવાની રૂઢી દાખલ કરવામાં આવેલી છે. લોકલ-ફંડની રકમ લગભગ રૂ. ૫૦૦૦૦) થાય છે. આ રકમની વ્યવસ્થાનું કામ એક કમીટીને સોંપવામાં આવ્યું છે. કમીટીમાં સરકારી અમલદારો અને સરકારે ચૂંટી કહાડેલા રૈયતના થોડા સભાસદો છે. અલબત્ત, કમીટીમાં રૈયતના મતનું પ્રમાણ ઘણુંજ ઓછું છે.

**જંગલખાતું**—આ રાજ્યનો અરધો ઉપરાંત ભાગ જંગલથી ભરપૂર છે. પણ જંગલ માટે ખાસ કહાડી આપેલા ભાગનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ માઇલ છે, જંગલમાં આવેલાં તમામ ઇમારતી લક્કડ જેવાં કે સાગ, સીસમ, તણુછ અને સુખડનાં ઝાડોને ઘણુંજ સારી રીતે સાચવવામાં આવે છે.

રૈયતને તેમનાં ઢોર રાજ્યના જંગલમાં ચરાવવાને તથા પોતાના ઘરકામ માટે જોઇતું જલાઉ લક્કડ લાવવા દેવામાં આવે છે. તથા ઘર બાંધવા માટે અને ખેતીના કામ સારૂ જોઇતું ઇમારતી લક્કડ લાવવા માટે મફત પરવાનો આપવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૬-૧૭ માં જંગલખાતાની પેદાશ રૂા. ૧૧૬૧૩૯ હતી.

સ્ટેટ ફૉરેસ્ટ ઑફિસરની જગ્યા હાલ ખાલી છે. રાજ્ય તરફથી એક ગ્રેજ્યુએટને ડેહરાડુન ખાતે જંગલખાતાની તાલીમ લેવા માટે મોકલવામાં આવેલ છે.

**આબકારીખાતું**—આબકારીની આવક દેશી દારૂ, તાડી, વિલાયતી દારૂ અને મહુડાં ઉપર લેવાતી દાણ વિગેરેથી થાય છે. આ રાજ્યમાં 'મદ્રાસ સીસ્ટમ' દાખલ કરવામાં આવી છે. દેશી દારૂ પૂરો પાડવાનો કન્ટ્રાકટ એક કૉન્ટ્રાકટરને આપવામાં આવે છે, અને જુદી જુદી જગ્યાની દારૂની દુકાનો હરાજીથી આપવામાં આવે છે. દેશી દારૂ નાંદોદમાં આવેલી ડીસ્ટીલરીમાં બનાવવામાં આવે છે અને ત્યાંથી છુટક દુકાનદારોને આપવામાં આવે છે. આ દારૂ બે જાતનો બનાવવામાં આવે છે. ૨૫ પ્રુફનો તથા ૬૦ પ્રુફનો.

આખા રાજ્યના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. અને ચારે ભાગમાં જુદી જુદી ડયુટી લેવામાં આવે છે, અને દારૂની વેચાણ કિમ્મત પણ જુદી જુદી છે.

| | ૨૫ પ્રુફની દર ગૅલને. | ૬૦ પ્રુફની દર ગૅલને. |
|---|---|---|
| ૧. સૌથી વધારે ડયુટીવાળો ભાગ. | ૨–૪–૦ | ૧–૪–૦ |
| ૨. બીજા નંબરનો ભાગ. | ૨–૦–૦ | ૧–૦–૦ |
| ૩. ત્રીજા નંબરનો ભાગ. | ૧–૮–૦ | ૦-૧૧-૦ |
| ૪. સૌથી હલકી ડયુટીવાળો ભાગ. | ૦-૧૨-૦ | ૦–૬–૦ |

| વરસ. | આબકારી ખાતાની ઉપજ. | વસતી. | માણસદીઠ સરેરાસ. |
|---|---|---|---|
| ૧૮૯૬–૯૭ | ૧૩૨૦૮૫ | ૧૭૧૭૭૧ | ૦–૧૨–૩ |
| ૧૯૦૬–૦૭ | ૧૩૯૦૦૧ | ૧૧૭૧૭૫ | ૧– ૧–૧ |
| ૧૯૧૬–૧૭ | ૫૨૪૫૯૭ | ૧૬૧૬૦૬ | ૩– ૪–૬ |

## દારૂની ખપત.

| | ૨૫ પ્રુફ. | ૬૦ પ્રુફ. | માણસદીઠ સરેરાસ. |
|---|---|---|---|
| ૧૮૯૬–૯૭ | ૧૪૬૪૮ | ૧૫૦૦૬૮ | ૧ ગૅલન |
| ૧૯૦૬–૦૭ | ૨૮૮૫૧ | ૧૪૦૧૦૬ | ૧ાાા ગૅલન |
| ૧૯૧૬–૧૭ | ૯૭૭૮૭ | ૧૮૩૭૩૧ | ૨ા ગૅલન |

દારૂના ખપતનું પ્રમાણ કહાડવા માટે ૨૫ પ્રુફના ૧ ગૅલનને ૬૦ પ્રુફના ૨ ગૅલન લેખે ગણવામાં આવ્યો છે.

જમીનના મહેસુલની માણસદીઠ ઉપજતી સરેરાસ રૂા. ૫–૦–૦ આવે છે અને આબકારી ઉપજની માણસદીઠ સરેરાસ રૂા. ૩–૪–૭ આવે છે. ઉપરની સઘળી હકીકત ઉપરથી જણાય છે કે દારૂની ખપત દીવસે દીવસે ઓછી કરવાની રાજ્યની ઉમદા નેમ છે, તે બીલકુલ ફળીભૂત થએલી નથી.

**ન્યાયખાતું**—દાવાની ન્યાય માટે આખા રાજ્યમાં ૧. સર ન્યાયાધીશની કોર્ટ અને (૨) અપીલ માટે હજુર કોર્ટ હતી. સર ન્યાયાધીશ કોર્ટ વરસમાં ૧૦ મહિના નાંદોદ કામ કરતી હતી અને ૨ મહીના બાલોદમાં કામ કરતી હતી, સર ન્યાયાધીશને સ્મૉલ કોઝી સના રૂ. ૧૦૦]ના નીચેના દાવાઓનું કામપણ કરવું પડતું હતું. આ ગોઠવણ સંતોષકારક નહીં હોવાથી નાંદોદ તથા ઝગડીઆમાં મળી બે મુનસફની કોર્ટ નવી ખોલવાની ગોઠવણ કરવામાં આવી છે. આ નવી ગોઠવણથી ન્યાય માટે રૈયતને કેટલેક અંશે સગવડ મળશે.

૧૯૧૬–૧૭ની સાલમાં દાવાઓની કુલ સંખ્યા ૧૫૦૧ હતી હતી. જેમાં ૧૦૮૮નો નીકાલ કરવામાં આવ્યો હતો. આ નીકાલ કરેલા દાવાઓની સંખ્યામાં ૨૪૬ દાવાઓનો એક્ષપારટી નીકાલ કરવામાં આવ્યો હતો.

૫૪૫ દાવાઓની ખાનગી રીતે માંડવાળ કરવી પડી હતી.

૧૫૫ દાવાઓ ફાઇલમાંથી કહાડી નાખવામાં આવ્યા હતા.

૧૪૨ દાવાઓનો બીજી રીતે નીકાલ કર્યો હતો.

**ફોજદારી ન્યાય**––આ રાજ્યમાં ફોજદારી ન્યાય માટે નીચે બતાવેલી કોર્ટો છે.

૧. હજુર કોર્ટ. ૨. ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ અને આસિસ્ટન્ટ સેશન્સ કોર્ટ. ૩. સ્પેશીયલ ફર્સ્ટ કલાસ મૅજીસ્ટ્રેટ નાંદોદ ટાઉન. ૪. ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ ઝગડીયા. ૫. સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ નાંદોદ. ૬. સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ. વાલીઆ. ૭. સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ ભાલોદ. ૮. સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટ ગરડેશ્વર. ૯. થર્ડ કલાસ મેજીસ્ટ્રેટ ડેડીઆપાડા. ૧૦ થર્ડકલાસ મેજીસ્ટ્રેટ વાલીઆ.

સઘળા થર્ડ કલાસ મેજીસ્ટ્રેટો, સેકન્ડ કલાસ મેજીસ્ટ્રેટો અને ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટોના ઠરાવ ઉપરની અપીલો સરન્યાયાધીશ કોર્ટ સાંભળે છે, અને સરન્યાયાધીશ કોર્ટના ઠરાવ સામેની અપીલ હજુર કોર્ટ સાંભળે છે.

**નોંધણીખાતું**—દસ્તાવેજ નોંધાવવા માટે આખા રાજ્યમાં બે જગ્યા છે. ૧ નાંદોદ. ૨ ભાલોદ. ૧૯૧૬-૧૭ ની સાલમાં કુલ ૧૨૭૮ દસ્તાવેજો નોંધવામાં આવ્યા છે. આ દસ્તાવેજોની કીંમત રૂા. ૮૪૧૩૮૬ છે. આ ગોઠવણ પૂરતી સંતોષકારક નથી. દરેક તાલુકે દસ્તાવેજ નોંધવા માટે નાઝરોની જગ્યા રાખવાથી નોંધવાના દસ્તાવેજોની સંખ્યા વધવાનો સંભવ છે. કારણ હાલ લોકો અગવડને ખાતર રૂા. ૯૯ નાં ખાતાંઓ પાડે છે, અને તેથી રાજ્યની આવકને નુકસાન થાય છે. કોઈ જગ્યાએ નાઝરના પગારનું પોષણ થાય તેમ નહોય તો થાણામાંના એકાદ કારકુનને એલાવન્સ આપવાથી પણ ગોઠવણ થઇ શકે તેમ છે, અને આવી રીતની ગોઠવણ કરવાથી ડેડીઆપાડા, ગરડેશ્વર, વાલીઆ અને ઝગડીઆ તાલુકાની રૈયતને જે મુશ્કેલી પડે છે તે દૂર થશે.

**પોલીસખાતું**—આ રાજ્યમાં આ ખાતામાં કુલ ૨૩૦ માણસો છે. જેમાં ૧ પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ. ૧ ઇન્સ્પેક્ટર. ૬ સબઇન્સ્પેક્ટર. ૬ જમાદાર. ૯ હવાલદાર. ૨૫ નાયક. ૧૬ પોલીસ સ્વાર અને ૧૬૬ સિપાઇ છે. ૧૮૪ માણસો લખી વાંચી શકે છે.

પોલીસની સરાસરી ૭૦૦ માણસે ૧ પોલીસ તથા ૭ ચોરસ માઇલે ૧ પોલીસની આવે છે.

ખાતાનું વાર્ષિક ખર્ચ રૂા. ૪૧૦૯૯ છે. આ ખર્ચની સરાસરી દર માણસે ૦-૪-૦ આવે છે.

**કેળવણીખાતું**—પ્રાથમિક શિક્ષણ ફરજ્યાત અથવા મફત આપવામાં આવતું નથી, કાળીપરજ મુસલમાન અને રજપુતના

છોકરા તથા છોકરીઓ પાસેથી ફી લેવામાં આવતી નથી. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજ્યાત કરવા માટે રૈયત તરફથી મહારાજા સાહેબને નમ્ર અરજ કરવામાં આવી હતી. પરંતુ નાણાંની સગવડ પૂરતી ન હોવાથી તેમ બની શકે એમ નથી એવું મહારાજા સાહેબે જાહેર કર્યું હતું.

રાજ્યમાં પ્રાથમિક કેળવણી માટે ૮૨ નિશાળો છે. જેમાંની ૭૪ છોકરાઓ માટે છે અને ૮ છોકરીઓ માટે છે. શિક્ષણ લેતાં છોકરાની કુલ સંખ્યા ૫૦૩૭ છે. જેમાં ૩૯૧૮ છોકરા અને ૧૧૧૯ છોકરીઓ છે. માધ્યમિક કેળવણી માટે રાજ્યમાં ૧ હાઇસ્કુલ છે. જેમાં ૩૩૪ છોકરાઓ અંગ્રેજી અભ્યાસ કરે છે.

મરહુમ દિવાન ધનજીશા એદલજી કોઠાવાલાના નામથી ચાલતી ૧ એંગ્લોવર્નાક્યુલર સ્કુલ ઝગડીઆમાં છે. આ નીશાળ ત્યાંના ગૃહસ્થોના પ્રયાસથી ચાલે છે. રાજ્યમાં કેટલીક મુખ્ય નિશાળોમાં અંગ્રેજી વર્ગ ખોલી એક શિક્ષક રાખવામાં આવે છે. અને ત્યાં એકાદ બે ધોરણ સુધી અંગ્રેજી શિક્ષણ આપવામાં આવે છે.

હાઇસ્કુલને લગતું એક બોર્ડીંગ છે. જ્યાં પરદેશથી આવેલા છોકરાઓને રહેવાની તથા જમવાની સારી સવડ છે.

નાંદોદમાં એક સંસ્કૃત પાઠશાળા છે. જ્યાં ધાર્મિક ક્રિયાકર્મનું જ્ઞાન આપવામાં આવે છે. આ પાઠશાળા નાંદોદના મપારા લાલભાઇ નામના સદ્દગૃહસ્થે કાઢી આપેલી થાપણના વ્યાજમાંથી ચાલે છે.

દેખરેખ સરકાર રાખે છે. આ ખાતાનું વાર્ષિક ખર્ચ રૂા. ૫૫૦૦૦) છે. કેળવણીખાતાની સ્થીતિ પહેલાં કેવી હતી અને હાલ કેવી છે તે નીચે આપેલા આંકડા ઉપરથી જણાશે.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|
| વરસ | રાજ્યની વાર્ષિક ઉપજ. | વસ્તી | નીશાળની સંખ્યા. | ભણતા છોકરાની સંખ્યા. | ખાતાનો વાર્ષિક ખર્ચ. |
| ૧૮૯૬-૯૭ | ૮૫૬૨૬૧ | ૧૭૧૭૭૧ | ૯૯ | ૪૮૧૪ | ૪૩૧૭૭ |
| ૧૯૦૬-૦૭ | ૯૧૪૯૪૬ | ૧૧૭૧૭૫ | ૮૧ | ૩૭૩૫ | ૪૩૧૩૨ |
| ૧૯૧૬-૧૭ | ૧૬૭૪૨૬૫ | ૧૬૧૬૦૬ | ૮૪ | ૫૪૧૮ | ૫૪૫૩૭ |

| ૭ | ૮ |
|---|---|
| વસ્તીના પ્રમાણમાં માણસદીઠ ખર્ચ. | આવકના પ્રમાણમાં દર રૂ. ખર્ચ. |
| ૦-૪-૦ | ૦-૦-૯ |
| ૦-૬-૦ | ૦-૦-૯ |
| ૦-૫-૦ | ૦-૦-૬ |

**વૈદક**—નાંદોદમાં સીવીલ હોસ્પીતાલ છે. અને બાકીના દરેક તાલુકે એક દવાખાનું મળી સાત દવાખાનાં છે, રાજ્યમાં ત્રણ એલ. એમ. એન્ડ એસ. છે અને બાકીના સબ એસિસ્ટંટ સરજ્યન છે.

આ ખાતાનો વાર્ષીક ખર્ચ રૂ. ૨૧૩૯૯ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૨-૧ અને રાજ્યની કુલ આવકના પ્રમાણમાં દર રૂપીએ ૦-૦-૨½ અઢીપાઇ ખર્ચ કરવામાં આવે છે.

**શીતળાખાતું**—રાજ્યમાં ચાર વેક્સીનેટરો કામ કરે છે. ઢોરનું દવાખાનું પણ આ રાજ્યમાં છે. અને તે વેટરનરી સરજનના ચાર્જમાં છે. રાજ્યના બીજા કોઇ પણ તાલુકાના ગામમાં ઢોરનું દવાખાનું નથી.

**જન્મ મરણ.**—જન્મ મરણની વાર્ષિક સંખ્યા ૩૬૦૫ અને ૨૫૭૧ અનુક્રમે છે. જેની સરેરાસ દરેક સેંકડે ૨ અને ૧॥ની આવે છે.

**મ્યુનિસિપાલીટી.**—નાંદોદમાંજ ફક્ત એક મ્યુનિસિપાલીટી છે. મ્યુનિસિપાલીટીને પણ રાજ્યના એક ખાતા તરીકે ગણવામાં આવે છે. આવકનું મુખ્ય સાધન રાજ્યની અંદર આવતા અને બહાર જતા માલ ઉપર જકાત છે. કુલ ઉપજ રૂ. ૮૦૨૦ અને કુલ ખર્ચ રૂ. ૧૮૦૨૬ છે.

**જેલ.**—નાંદોદમાં ૧ મોટી સારી જેલ છે. જ્યાં રાજ્યના તમામ કેદીઓને રાખવામાં આવે છે. તાલુકાના થાણાઓમાં તપાસના કેદીઓ રાખવા માટે કોટડીઓ હોય છે. આમાં કેટલાક ટુંક મુદતની સજા પામેલા કેદીઓને પણ રાખવામાં આવે છે. જેલમાં સારા પાયા પર ચાલતી વર્ક શૉપ છે. જેમાં ઘણીજ જાતની સુંદર અને ટકાઉ ચીજો બને છે જેલ સુપ્રીન્ટેન્ડન્ટનો ચાર્જ ચીફ મેડીકલ ઑફીસર પાસે રહે છે.

**રાજ્યમાંથી પરદેશ ખાતે જતી ચીજો:**—કપાસ, તમાકુ બાજરી, જુવાર વીગેરે દાણા. ઝગડીઆ પાસે રતનપુર નામે ગામમાં

આફ્રીકના પત્થરો નીકળે છે, અને તે ખંભાત જાય છે. જ્યાં આફ્રીકની અનેક તરેહની સુંદર વસ્તુઓ બને છે.

**રાજ્યની અંદર આવતી ચીજો:**—કાપડ, પરદેશી બનાવટની તમામ ચીજો, તાંબાં પીત્તળનાં વાસણો, ઘી, ખાંડ, મસાલા, ગ્યાસતેલ અને ઘઉં.

રાજ્યમાં સઘળાં મળી કપાસ પીલવાનાં ૬ કારખાનાં છે. રાજ્યની પોતાની માલિકીની રેલ્વે છે. જે, બી. બી. એન્ડ. સી. આઇ. ના અંકલેશ્વર સ્ટેશનથી ફંટાય છે, અને ઠેઠ નાંદોદ જાય છે. આગગાડી દરરોજ બે વખત જાય છે તથા બે વખત આવે છે.

સઘળી મળી રાજ્યમાં ૧૪ પોસ્ટ ઑફીસ છે અને પાંચ તાર ઑફીસો છે. નાંદોદમાં આવેલી તાર આફીસ ગવર્નમેંટ પોસ્ટઓફીસ સાથે જોડાયલી છે. અને બાકીની રેલ્વે તાર ઑફીસો છે.

**લાયબ્રેરી:**—નાંદોદ જ્યુબીલી લાયબ્રેરી નામે ૧ સરકારી લાયબ્રેરી છે. ભાલોદ, સીસોદરા, લાછરસ અને ઝગડીઆ વીગેરે ગામોમાં નાની નાની લાયબ્રેરી છે.

**છાપખાનાં:**—રાજ્યમાં નાંદોદમાં ૧ દરબારી છાપખાનું છે. અને એક ખાનગી છાપખાનું છે.

આખા રાજ્યમાં ફક્ત એક 'વિવેચક' નામનું માસિક નીકળે છે.

## ધરમપોર સંસ્થાન.

આ રાજ્યની ઉત્તરે વાંસદાનું રાજ્ય અને સુરત જીલ્લાના ચીખલી તાલુકાનો કેટલોક ભાગ છે. પૂર્વે પેંઠ સંસ્થાન તથા સુલગણાની જાગીરો છે. દક્ષિણે પણ પેંઠ સંસ્થાન તથા દમણ અને થાણા જીલ્લાનો ભાગ છે. અને પશ્ચિમે સુરત જીલ્લાના વલસાડ અને પારડી તાલુકાના ભાગ છે.

આ રાજ્ય સુરત એજન્સીમાં બીજા નંબરનું રાજ્ય છે.

ક્ષેત્રફળ ૭૦૪ ચોરસ માઇલ અને વસ્તી ૧૧૪૯૮૮ માણસની છે. વસ્તીનો મોટો ભાગ જંગલી લોકોનો છે.

આ રાજ્યના મૂળ સ્થાપનાર રામરાજા આજથી લગભગ ૭૦૦ વર્ષ પહેલાં ગુજરાતમાં આવ્યા અને આ ભાગ ભીલ લોકો પાસેથી જીતી લીધો, અને આ જીતેલા ભાગનું નામ રામનગર પાડયું. તેમણે ૩૫ વરસ રાજ્ય કર્યું અને ઈ. સ. ૧૨૯૫માં દેવલોક પામ્યા. ત્યારપછી ૧૫ સૈકામાં નારણશા નામના રાજાના વખતમાં વલસાડની પાસે પારનેરાનો કીલ્લો પણ આ રાજ્યમાં દાખલ કરવામાં આવ્યો. નારણશા પછી જગતશા નામે રાજા થયા તેમને ગુજરાતના બાદશાહ મુઝફરશા સાથે ઇતરાજી થઇ તે બાદશાહની ફરીથી મહેરબાની મેળવવા માટે જગતશાહે સૂર્યની ઉપાસના કરી. અને બાદશાહની મહેરબાની પાછી મેળવી. આ બનાવની યાદગીરીમાં જગતશાહે પોતાનું નામ ભૈરવી જયદેવ પાડયું. ત્યારથી આ રાજ્યના રાજ્ય કુટુંબના પુરૂષ વર્ગના માણસોનાં નામ પાછળ દેવ શબ્દ આવે છે. જયદેવ ઇ. સ. ૧૫૬૬માં

દેવલોક પામ્યા. તેમના પછી કેટલેક વખતે રામદેવ રાજા થયા. એમના વખતમાં રાજ્યગાદી જે પહેલાં આશરશેરામાં હતી તે ફેરવીને નગર ફતેપુરમાં આણી. આ બનાવ ઇ. સ. ૧૬૫૪માં બન્યો. રામદેવ ઇ. સ. ૧૬૮૦માં દેવલોક પામ્યા. તેમની પછી શેદેવજી ગાદીએ બેઠા તેઓ ઇ. સ. ૧૭૧૧માં દેવલોક પામ્યા. પછી રામદેવજી ગાદીએ બેઠા એમના વખતમાં ઇ. સ. ૧૭૨૭માં આ રાજ્ય ઉપર મરાઠાઓએ હુમલો કર્યો અને નગર હવેલી તાલુકાના ૭૨ ગામો લઇ લીધાં. આ ગામડાંઓ હાલ પોર્ટુગીઝના તાબામાં છે. મરાઠાઓએ વળી રાજા પાસેથી દાણા વીગેરે ચીજો ઉપર લેવાતી દાણની ચોથાઇ લીધી. આ જકાત ચોથાઇની રકમ રૂ. ૯૦૦૦ હજીપણ અંગ્રેજ સરકાર પેશ્વા તરફના હક તરીકે લે છે. રામદેવજી ઇ. સ. ૧૭૬૪માં દેવલોક પામ્યા. તેમના પછી ધરમદેવજી ગાદીએ બેઠા. અને તેઓ ઇ. સ. ૧૭૭૪માં દેવલોક પામ્યા. ત્યારપછી કેટલાક રાજા થયા. ઇ. સ. ૧૭૮૭માં રૂપદેવજી ગાદીએ બેઠા. એમના વખતમાં ઇ. સ. ૧૮૦૨માં પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે વસઇ મુકામે સલાહ કરવામાં આવી. અને તે વખતે ધરમપુર અને પેશ્વા વચ્ચેના સઘળા હકો અંગ્રેજ સરકારે સ્વાધીન લીધા. રૂપદેવજી ઇ. સ. ૧૮૦૭માં દેવલોક થયા. પછી ત્રણ રાજા ગાદીએ બેઠા. તેમાં છેલ્લા રાજા નારણદેવજી થયા. જેઓ હાલના મહારાણા શ્રી મોહનદેવજી મહારાજા સાહેબના પીતા શ્રી હતા.

નારણદેવજી મહારાજ ૧૯ વર્ષની ઘણીજ નાની ઉમરે ગાદીએ બેઠા હતા. પણ ઘણાજ બુદ્ધિમાન અને શક્તિમાન હોવાથી રાજ્ય કારભારમાં ઘણાજ આવકારદાયક સુધારાઓ કર્યા. તેમના આવા

રાજ્ય કારભારની કદરમાં અંગ્રેજ સરકારે આ રાજ્યને દત્તક લેવાની સનંદ આપી. ૧૮૭૫માં જ્યારે મરહુમ રાજા સાતમા એડવર્ડ પ્રીન્સ ઓફ વેલ્સ તરીકે હીંદુસ્તાનમાં મુસાફરી કરવા આવ્યા ત્યારે મહારાણા શ્રી નારણદેવજીને એક ચાંદ તથા એક ખીલાતની ભેટ આપવામાં આવી. ઈ. સ. ૧૮૭૭માં જ્યારે મહારાણી વીકટોરીઆએ કેસરે હીન્દનો ઇલકાબ ધારણ કર્યો ત્યારે પણ, એક વાવટાની ભેટ મહારાણાશ્રી નારણદેવજીને આપી. ઇ. સ. ૧૮૮૭માં મહારાણીશ્રી વિકટોરીઆની જ્યુબીલી હીંદુસ્તાનમાં ઉજવાઇ તે વખતે આ રાજ્યમાં લેવાતી ભારે જકાત કાઢી નાંખી તેના બદલામાં મહારાણાશ્રી નારણદેવજીને હીઝ હાઈનેશનો ખીતાબ ખાસ અંગત માનની નીશાની તરીકે બક્ષવામાં આવ્યો હતો મહારાણાશ્રી નારણદેવજી ઈ. સ. ૧૮૯૧ના આગષ્ટ મહીનાની ૬મી તારીખે દેવલોક પામ્યા. અને તેમના પછી હાલના મહારાણાશ્રી મોહનદેવજી ગાદીપર બેઠા. એઓશ્રીએ રાજકોટ રાજકુમાર કોલેજમાં કેળવણી લીધેલી છે. પોતાની રૈયતને કેળવણી આપવા માટે તેઓ ઘણાજ આતુર હોવાથી પોતાના રાજ્યમાં જુદા જુદા ભાગમાં નીશાળો કાઢી ધરમપોરમાં માધ્યમીક કેળવણી માટે એક હાઇસ્કુલ ખોલવામાં આવી અને લાયક વિદ્યાર્થીઓને કોલેજની કેળવણી લેવા માટે સ્કોલરશીપો ઉદાર રીતે આપવામાં આવી. તેઓશ્રીને કળા કૌશલ્યનો ઘણોજ શોખ છે. શ્રી રામચંદ્રજીના વંશના સૂર્યવંશી ઉંચી જાતના રજપુત જાતના હોવાથી પોતાના પુર્વજોના વખતથી ચાલી આવતા ધર્મના ચુસ્ત હીમાયતી છે તેઓશ્રીએ કેટલાંક દેવળો બંધાવ્યાં છે ધાર્મીક અને દેશને હીતકારક દરેક લાયક સંસ્થાને તેઓ નામદાર વખતો વખત સંગીન આર્થીક મદદ આપે છે. ગુજરાતમાં

આવેલાં દેશી રાજ્યોમાં આ રાજ્યને તેના પરાપુર્વેથી ચાલી આવતી ઉદારતામાં પહેલા વર્ગમાં મુકવામાં કોઇપણ જાતની અતિશયોક્તિ કરેલી ગણાશે નહીં મહારાજા સાહેબને ગાદીએ બેઠે ૨૫ વર્ષ પુરાં થવાથી સીલ્વર જ્યુબીલીનો મહોત્સવ રૈયત તેમજ અમલદાર વર્ગ તરફથી ભારે ખુશાલીથી ઉજવવામાં આવ્યો હતો. આ મહોત્સવના દીવસની યાદગીરી કાયમ રાખવા માટે એક મોટી રકમ ભેગી કરી, જ્યુબીલી ઇન્સ્ટીટયુટ નામે મકાન બાંધી તે મકાન ઉપર મહારાજા સાહેબનું બાવલું મુકવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. તે ઠરાવ મુજબ મકાન તૈયાર થયું છે આ શુભ પ્રસંગે નામદાર મુંબઇ ઇલાકાના ગવર્નર સાહેબ તથા સુરત જીલ્લાના કલેકટર સાહેબો તરફથી મુબારકબાદીના તારો આવ્યા હતા. સુરતની એજ્યુકેશનલ સોસાઇટી તથા વલસાડના કેટલાક મુખ્ય ગૃહસ્થો તરફથી માનપત્રો આપવામાં આવ્યા હતા.

આ રાજ્યે હાલમાં ચાલતી પ્રચંડ લડાઇમાં પોતાની શક્તી મુજબ નીચે પ્રમાણે ફાળો આપ્યો છે.

લડાઇની શરૂઆતમાંજ એક લાખ રતલ ઘાસ તથા એક હજાર મણ ચોખા મોકલવામાં આવ્યા હતા.

પહેલી વોરલોનમાં રૂા. ૩૦૦૦૦૦ ત્રણ લાખની વોરલોન આ રાજ્ય તરફથી લેવામાં આવી છે. રાજ્યની રૈયતનો મોટો ભાગ કાળી પરજનો હોવા છતાં આવી મોટી રકમની વોર લોન લેવામાં આવી, તે મહારાજા સાહેબે લીધેલી ખાસ કાળજીને આભારી છે. બીજી વોરલોનમાં પણ સારી રકમ ભરાશે એવી આશા છે.

કુમારશ્રી પ્રભાતદેવજીને પણ લડાઇમાં મોકલવા માટે બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. તેમજ સ્ટેટની તમામ રીઆસત જરૂર પ્રસંગે અંગ્રેજ સરકારને સ્વાધીન કરવા શ્રી મહારાજા સાહેબે ઇચ્છા દરશાવી હતી.

આ રાજ્ય તરફથી લડાઇમાં માણસોની સંખ્યા પણ સારી મોકલી છે.

લડાઇને લગતાં વખતો વખત નીકળતાં તમામ ફંડમાં આ રાજ્ય તરફથી સારો ફાળો આપવામાં આવે છે.

રાજ્યકુટુંબ શ્રી મહારાજા સાહેબનાં લગ્ન કાઠીઆવાડમાં આવેલા વીરપુર નામે સંસ્થાનનાં કુંવરી સાહેબ સાથે થએલ છે. પાટવી કુમાર સાહેબ શ્રી વીજયદેવજી તથા નરસીંહદેવજી નામે બે કુંવર સાહેબો છે, તથા પ્રભાતદેવજી નામે ભાઈ છે. શ્રી પ્રભાતદેવજીને સંગીતનો ખાસ શોખ તથા અંગત અનુભવ છે. વડોદરા રાજ્યમાં કેટલોક વખત લેફ્ટેનન્ટ તરીકે કામ કરી લશ્કરી તાલીમ પણ પુરેપુરી મેળવેલા છે. તેઓ ઘણાજ ઉદાર અને મીલનસાર સ્વભાવના છે.

આ રાજ્યની રાજધાનીનું મુખ્ય શહેર ધરમપોર સ્વર્ગવાહીની નદીપર આવેલું છે.

આ રાજ્યની કુલ વાર્ષીક ઉપજ રૂ. ૮૦૦૦૦૦ આઠ લાખથી વધુ છે.

અંગ્રેજ સરકાર, પોર્ટુગીઝ તથા બીજાં દેશી રાજ્યો સાથે આ રાજ્યનો સંબંધ ઘણોજ સલાહભરેલો છે.

દીવાન નવસારીના રહીશ અને ગારડા ખાનદાનમાંના મી૦ ફરામરોઝ બરજોરજી ગારડા, જેઓ બ્રીટીશમાં ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટનો ઓદ્ધો હાલ ધરાવે છે, અને જેઓ પહેલાં વાડાસીનોરમાં એડમીનીસ્ટ્રેટર અને પાછળથી એડવાઇઝર હતા તેઓ આ રાજ્યના દીવાન છે. મી૦ ડી. વી. સરૈયા બી. એ. એલ. એલ. બી. નાયબ દીવાન છે.

**મુલકી ખાતું**—આ રાજ્યના ૮ મહાલ છે. અને તે દરેક મહાલ ઉપર થાણદાર નીમવામાં આવે છે. આ રાજ્યમાં કુલ જમીન ૪૪૯૭૫૦૭ એકર છે. જેમાંથી ૨૬૪૩૧૬ એકર જમીન ખેડવા લાયક છે. ૧૨૯૩૯૭ એકર જમીનનું ખેડાણ થાય છે. બાકીની પડતર રહે છે. કુલ જમીનનું વાર્ષીક મહેસુલ રૂ. ૨૩૯૩૭૩ છે. મહેસુલના દરની સરેરાસ દર એકરે રૂ. બે આવે છે. આ રાજ્યમાં ખેડુતો ભાતનું વાવેતર ઘણુંજ કરે છે. ખેડુતોને કપાસનું વાવેતર કરવાને ખાસ સમજુત આપવામાં આવે છે.

**જંગલ ખાતું**—આ રાજ્યમાં જંગલ ઘણુંજ બહોળું છે. જંગલની જમીન ૧૫૧૩૭૨ એકર જમીન છે. કુલ વાર્ષીક ઉપજ રૂ. ૧૬૦૧૪૬ છે. એટલે ઉપજની સરેરાસ દર એકરે રૂ. ૧ આવે છે.

**આબકારી ખાતું**—આ ખાતાની કુલ આવક રૂ. ૩૦૦૯૫૧ છે. દારૂની ખપત ૨૭૮૮૮૫ ગેલન ૬૦ પ્રુફ અને ૧૬૦૬૧ ગેલન ૨૫ પ્રુફ છે. દારૂની દુકાનો ૧૧૨ તથા તાડીની દુકાનો ૭૧ મળી કુલ ૧૮૩ દુકાનો છે. દર ૪ માઇલે ૧ દારૂ અગર તાડીની દુકાનની

સરેરાસ આવે છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણુ દીઠ દારૂની ખપત ૨॥ ગેલન આવે છે, અને આવક દરેક જણુ દીઠ રૂ. ૨–૧૦–૦ની સરેરાસ આવે છે.

**પોલીસ ખાતું**—આ ખાતામાં કુલ ૧૪૪ માણસો છે. ૧ પોલીસ સુપ્રી. ૧ ફોજદાર ૧ નાયબ ફોજદાર ૧૧૪ ફુટ પોલીસ ૧૦ પોલીસ સ્વાર તથા ૧૭ પોલીસ બેંડનાં માણસો છે. એ સિવાય ૩૦૦ શીરબંદી છે. જેમને પગાર પેટે મફત જમીન આપવામાં આવેલી છે. ૧૪૪ પોલીસનાં માણસોમાંથી ફક્ત ૮૬ લખી વાંચી શકે છે. વસ્તીના પ્રમાણમાં પોલીસની સરાસરી ૮૦૦ માણસોએ એક પોલીસ અને ક્ષેત્રફળના પ્રમાણમાં ૫ માઇલે ૧ પોલીસ આવે છે. આ ખાતાનો કુલ વાર્ષીક ખર્ચ રૂ. ૨૨૯૫૯ છે. વસ્તીના પ્રમાણમાં દર માણસ દીઠ ૦–૩–૫ત્રણ આના પાંચ પાઇ અને રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં ૧ રૂપીઆની ૦–૦–૬ છપાઇ ખર્ચ થાય છે.

**ન્યાય ખાતું**—ફોજદારી ન્યાય માટે ૧ હજુર કોર્ટ એ અપીલ માટે છેલ્લામાં છેલ્લી કોર્ટ છે. ૨ દીવાનની કોર્ટ સેશન્સમાં કમીટ થયેલા કેસો ચલાવે છે. ૩ ન્યાયાધીશ કોર્ટ પહેલા વર્ગના માજીસ્ટ્રેટનું કામ ચલાવે છે. ૪ રેવેન્યુ ઓફીસરની કોર્ટ બીજા વર્ગના માજીસ્ટ્રેટનું કામ કરે છે વળી બ્હેજમાં એક ઓનરરી માજીસ્ટ્રેટ છે. અને બે થાણુદારો ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટનું કામ કરે છે.

દીવાની ન્યાય માટે ૧ હજુર કોર્ટ છેલ્લામાં છેલ્લી અપીલ કોર્ટ છે. ૨ દીવાનની કોર્ટ ડીસ્ટ્રીકટ જડજનું કામ કરે છે. અને ૩ ન્યાયાધીશ કોર્ટ સબજડજનું કામ કરે છે.

**વકીલ**—આ રાજ્યમાં હાઇકોર્ટ વકીલ, બી એ એલ એલ બી અગર ડીસ્ટ્રીક્ટ પ્લીડર પાસ થએલા કોઈ પણ વકીલો વકાલત કરતા નથી. ફક્ત રાજ્યની વકીલની પરીક્ષા પાસ થએલા એકાદ બે વકીલો છે.

દસ્તાવેજ નોંધવાનું કામ દીવાન ઓફીસમાં કરવામાં આવે છે.

**કેળવણીખાતું**—પ્રાથમીક કેળવણી માટે રાજ્યમાં ૨૫ નીશાળો છે. અને માધ્યમીક કેળવણી માટે ધરમપોરમાં ૧ હાઇસ્કુલ છે. નીશાળમાં શીખતાં છોકરાંની સંખ્યા ૧૨૧૮ છે. આ ખાતું રાજ્યના ન્યાયાધીશને હસ્તક છે. ગામડાંની નીશાળો માટે એક વીલેજ સ્કુલ ઇન્સપેક્ટર છે. કેળવણીખાતે વાર્ષીક ખર્ચ રૂ. ૧૮૦૮૧ થાય છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૨-૬ બે આના છ પાઈ ખર્ચ થાય છે તથા વાર્ષીક ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૪ ચાર પાઇ ખર્ચ થાય છે.

**વૈદકખાતું**—ધરમપોરખાતે ૧ દવાખાનું છે. ગામડાના માણસોને પણ દવા મળી શકે એવી ગોઠવણ રાખવામાં આવી છે. આ રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર સાહેબ મુંબઇ યુનીવર્સીટીના એલ એમ એન્ડ એસ મી. કાવસજી ટેમુલજી પારડીવાળા છે. પોતાના ધંધામાં તેઓ એટલાબધા હુશીઆર છે અને તેઓ એટલા બધા માયાળુ તથા દયાળુ છે કે આ રાજ્યની તમામ રૈયત તેમના ઘણાજ વખાણ કરે છે. આ ખાતાનો વાર્ષીક ખર્ચ રૂ. ૨૬૭૮૦ છે. જે વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૩-૯ ત્રણ આના નવ પાઇ અને રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૬ છ પાઇ છે.

**જેલ**—ધરમપોરમાં એક જેલ છે. જેલમાં ૧ વર્ક શૉપ છે. જેમાં કેદીઓ નેતર ભરવાનું કામ કરે છે તથા સેતરંજી પાટી અને ખાદીનું જાડું કાપડ વણે છે. કેટલીક વખત કેદીઓ પાસે રસ્તાપરનું કામ, બાગનું કામ, લાકડાં વહેરવાનું કામ અને દળવાનું કામ પણ કરાવવામાં આવે છે.

**મ્યુનિસિપાલીટી**—આ ખાતાનો તમામ ખર્ચ રાજ્ય તરફથી આપવામાં આવે છે. મ્યુનિસિપાલીટીનાં કામમાં રૈયતને ભાગ લેવા દેવાંમાં આવતો નથી. ધરમપોર અને નાની વહીઆળના સેનીટેશન, દીવાબત્તી તથા રસ્તાની દુરસ્તીનું કામ આ ખાતા તરફથી થાય છે.

ધરમપોરમાં એક લાયબ્રેરી છે.

આ રાજ્યમાં સૌથી મોટામાં મોટો મેળો ફતેપુરનો ભરાય છે. અને ત્યાં કાળીપરેજનાં ઘણાં માણસો ભેગાં થાય છે.

ધરમપોરમાં સેન્ટ જૉન એમ્બ્યુલન્સ એસોસીએશનનુ સેન્ટર છે. અને તે સારી સ્થીતીમાં ચાલે છે. ચાલુ સાલમાં ૧૮ છોકરાઓનો ફર્સ્ટ એઇડની પરીક્ષામાં પાસ થયાનાં સરટીફીકેટો મળ્યાં છે.

આ રાજ્યયમાં ખાસ નોંધ લેવા જોગ કોઈ પણ જાતનો હુન્નર ઉદ્યોગ નથી.

ધરમપોરમાં ૧ પોસ્ટ ઓફીસ તથા ૧ તાર ઓફીસ છે.

ધરમપોરમાં હાલમાંજ ૧ દળવાની મીલ તથા ૧ તેલ દીવેલ કાઢવાની મીલ કાઢવામાં આવી છે.



# છોટાઉદેપુરનું રાજ્ય.

**સીમા**—આ રાજ્યની ઉત્તરે દેવગઢ બારીઆ, અને કડીવારા રાજ્યો છે, દક્ષિણે નર્મદા નદી, અને ખાનદેશનો કેટલોક ભાગ છે, પુર્વે આલીરાજપોર અને પશ્ચિમે સંખેડા મેવાસ, વડોદરા રાજ્ય તથા જાંબુગોડા આવેલાં છે. રાજ્યનો વીસ્તાર ૮૭૩ ચોરસ માઇલ છે. અને વસ્તી ૧૦૩૬૩૬ માણસની છે. આ રાજ્ય વડોદરા રાજ્યને રૂા. ૭૮૦૫ ખંડણી આપે છે.

ગઢ—ભાકા અને ખરેડા નામે નાની નાની ઠકરાતો જે પહેલાં આ રાજ્યના તાબામાં હતી તે હાલ સ્વતંત્ર થઇ છે. અને રાજ્યને ટાંકા નામે અમુક રકમ આપે છે.

આ રાજ્ય રેવાકાંઠા એજન્સીમાં આવેલાં દેશી રાજ્યોમાં બીજા વર્ગનું રાજ્ય છે. હાલ મહારાજ શ્રી ફતેહસીંહજી રાજાજી સાહેબ રાજ્ય કરે છે. ગાદીના વારસ કુમાર શ્રી નટવરસીંહજી છે. મહારાજા સાહેબ શ્રી ફતેહસીંહજીને મી. સ્ટીલ નામે એક અંગ્રેજ ગૃહસ્થે ઘણીજ ઉમદા તાલીમ આપેલી છે. રાજાજી સાહેબ પોતાનું રાજ્ય સંબંધી કામકાજ બરાબર નીયમીત વખતે દરરોજ કચેરીમાં હાજર રહી કરે છે. અને દરેક ખાતામાં બારીકાઇથી દેખરેખ રાખે છે. દરેક વર્ષે પોતાના રાજ્યના કેટલાક ભાગમાં ફરી રૈયતની શું અડચણો છે. તેની જાતે તપાસ કરે છે,

ખાનબહાદુર જહાંગીરજી એદલજી મોદી બી, એ, એલ એલ.

બી. જેઓ સુરતના એક ઉંચા અને ખાનદાન કુટુંબના છે. તેઓ આ રાજ્યના દીવાન છે.

આ રાજ્યની કુલ વાર્ષિક ઉપજ રૂા ૭૭૫૭૧૮ છે. અને ખર્ચ રૂા. ૭૩૧૨૬૬ છે.

**૧. મુલકી ખાતું**—આ ખાતાની સગવડતા ખાતર રાજ્યના ૪ ભાગ પાડવામાં આવેલ છે, ૧. તેજગઢ ૨. જંબુગામ જેતપુર ૩. કવાંટ. ૪. કરાલી. દરેક ભાગ ઉપર મુલકી અમલદાર તરીકે થાણદારો રાખવામાં આવેલ છે.

આખા રાજ્યમાં ખેડાણ કરેલાં ૧૬૨૦૬૪ એકર છે. અને જમીનનું વાર્ષિક મહેસુલ રૂ. ૩૨૦૩૫૬ છે. એટલે સરેરાસ દરેક એકરે રૂ. ૨-૦-૦ આવે છે. આ રાજ્યમાં ચોખા મકાઇ, જુવાર, બાજરી, બાવટો, બંટી, ચણા તુવેર, કપાસ, દીવેલી, મઠ, અડદ, કોદરા, ચોળા ઘઉં વીગેરે થાય છે. રાજ્યની જમીન વરસાદ બરાબર માફકસર આવે તો સારી છે, હવા સાધારણ છે.

રાજ્યની અંદર અનાજ લાવવા માટે અથવા રાજ્ય બહાર અનાજ લઇ જવા માટે કોઇપણ જાતનો કર આપવામાં આવતો નથી. જંગલની પેદાશ બહાર લઇ જવા માટે દાણ લેવામાં આવે છે. રાજ્યમાંથી રૂ, ૧૨૫૧૫૫૬ની કીમતનો માલ બહાર દેશાવર ગયો અને રૂા. ૫૦૮૦૪૧ની કીમતનો માલ દેશાવરથી રાજ્યમાં આવે છે.

૨. જંગલખાતું—આ રાજ્યમાં જંગલનો વીસ્તાર ૨૨૫ સ્કવેર માઇલ છે. એટલે આખા રાજ્યનો લગભગ ½ ભાગ જંગલ છે. જંગલમાં લાખની પેદાશ સારી થાય છે. રેશમના કીડા ઉછેરવાને મલબેરી ઝાડ ઉગાડવાના અખતરા કરવામાં આવે છે. તમામ રૈયતને તથા નવા વસવાટ કરનાર માણસોને ઘર બાંધવાને ઇમારતી લાકડાં આપવામાં આવે છે. વળી રૈયતને વાંસની ભારીઓ મફત લઇ જવા દેવામાં આવે છે. પણ વેપારી લોકો વાંસ વીગેરે બહાર ગામ ચઢાવે તો તેમની પાસે દાણ લેવામાં આવે છે. રૈયતના ઢોરોને મફત ચરવા દેવામાં આવે છે. અને ઘાસ તથા જલાઉ કાઠી જંગલમાંથી રૈયતને મફત લાવવા દેવામાં આવે છે. રાજ્યનાં ઝાડો ઉપરથી લાખ, મહુડાં, મધ વીગેરે લાવવા માટે રૈયત પાસેથી કંઈ પણ દાણ લેવામાં આવતું નથી.

૩. આબકારીખાતું—આ રાજ્યમાં કુલ ૪૪ દારૂની દુકાન છે. દરેક ૨૨ માઇલે ૧ દુકાન તથા ૨૫૩૭ માણસોએ ૧ દુકાનની સરેરાસ આવે છે. વાર્ષીક ઉપજ રૂા. ૭૪૨૬૬ છે. જેની સરેરાસ માણસદીઠ ૦–૧૨–૦ બાર આના આવે છે. રાજ્યમાં કેટલીક અફીણ, ભાંગ, ગાંજો વીગેરે કેફી વસ્તુની દુકાનો છે. જેની ઉપજ રૂ. ૬૫૭૯ છે.

આ રાજ્યમાં ખાસ લશ્કર રાખવામાં આવતું નથી.

પોલીસખાતું—આ રાજ્યમાં સઘળાં મળી પોલીસનાં ૧૭૪ માણસો છે. ક્ષેત્રફળના પ્રમાણમાં ૫⅔ માઇલે ૧ સીપાઇ તથા વસ્તીના પ્રમાણમાં ૬૩૨ માણસોએ ૧ સીપાઇની સરેરાસ આવે છે. વાર્ષિક ખર્ચ રૂા. ૨૪૭૩૭ થાય છે. વસ્તીના પ્રમાણમાં માણસ દીઠ ૦–૪–૦

ન્થા કુલ રાજ્યની ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૦-૬ છ પાઇની સરેરાસ આવે છે.

**ન્યાયખાતું**—આ રાજ્યમાં ફોજદારી ન્યાય માટે નીચલી કોર્ટો છે. ૧ હજુર કોર્ટ. ૨ આસીસ્ટન્ટ સેશન્સ કોર્ટ. અને ડીસ્ટ્રીક્ટ જડજ કોર્ટ. ૩ ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ કોર્ટ. ૪ તેજગઢ થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ કોર્ટ. ૫ કરાલી થર્ડ ક્લાસ મેજીસ્ટ્રેટ કોર્ટ. હજુર કોર્ટ એ દીવાની તથા ફોજદારી બાબતોમાં હાઇકોર્ટ અને સેશન્સ કોર્ટોનું કામ કરે છે. અને આ કોર્ટમાં મહારાજા સાહેબ જાતે દીવાન સાહેબની મદદથી ફેંસલાઓ આપે છે. નીચલી કોર્ટથી કરેલા ઠરાવ સામેની અપીલ પણ આ કોર્ટ સાંભળે છે.

**દીવાની ન્યાય માટે.**—૧. હજુર કોર્ટ ૨. ડીસ્ટ્રીક્ટ જજ કોર્ટ અને ૩. ન્યાયાધીશ કોર્ટ છે. ન્યાયાધીશ કોર્ટ રૂ. ૩૦૦૦ સુધીના દાવાઓ સાંભળે છે. ચીફ રેવન્યુ ઓફીસરની કોર્ટને ડીસ્ટ્રીક્ટ જજની કોર્ટની સત્તા છે અને તે રૂ. ૩૦૦૦ની ઉપરની રકમના દાવાઓ સાંભળે છે. અને સર ન્યાયાધીશે આપેલા ફેંસલા ઉપરની અપીલો સાંભળે છે.

**રજીસ્ટ્રેશન**—સરન્યાયાધીશ અને થાણાદારોની કોર્ટોમાં દસ્તાવેજો નોંધવાનું કામ થાય છે.

**જેલ**—છોટાઉદેપુરમાં એક જેલ છે. જમ્બુગામમાં એક બીજી નાની જેલ છે. જેમાં ફકત એક અઠવાડીઆની ટીપના કેદીઓ રાખવામાં આવે છે.

**મ્યુનીસીપાલીટી**—છોટાઉદેપુરમાં મ્યુનીસીપાલીટી છે. પ્રેસીડન્ટ ચીફ મ્યુનીસીપલ ઓફીસર છે. ૩ સભાસદો અમલદાર વર્ગમાંથી અને ૩ સભાસદો રૈયત વર્ગમાંથી મહારાજા સાહેબ પસંદ કરે છે. આ પ્રમાણે પ્રમુખ સાથે ૭ સભાસદો મ્યુનીસીપાલીટીનું કામ કરે છે.

**વૈદકખાતું**—આ રાજ્યમાં સઘળાં મળી ૮ દવાખાનાં છે. ૧. સ્ટીલ હોસ્પીટલ. ૨. સમજકુંવરબા ફીમેલહોસ્પીટલ ૩. પેલેસહોસ્પીટલ ૪. કવાંટ ડીસ્પેન્સરી. ૫, જેતપુર ડીસ્પેન્સરી ૬. ચલમલી ડીસ્પેન્સરી ૭. કડવાળ ડીસ્પેન્સરી અને ૮. જેલ ડીસ્પેન્સરી. વાર્ષીક ખર્ચ રૂ. ૧૪૧૩૧ થાય છે. વસ્તીના પ્રમાણમાં દર માણસ દીઠ ૦-૨-૦ બે આના અને રાજ્યની કુલ આવકના પ્રણાણમાં ૧ રૂપીએ ૦-૦-૪ ચાર પાઈ ખર્ચ થાય છે.

**કેળવણીખાતું**—આ રાજ્યમાં સઘળી મળી ૨૯ નીશાળો છે, ૧. એંગ્લોવર્નાક્યુલર ૧. ઉર્દું નીશાળ. ૨. છોકરાઓની ગુજરાતી નિશાળો અને બાકીની છોકરાઓ માટે ગુજરાતી નીશાળો છે. આ ખાતાનો વાર્ષીક ખર્ચ રૂ. ૧૦૦૦૦ દશહજાર છે. વસ્તીના પ્રમાણમાં માણસ દીઠ ૦-૧-૬ દોઢ આનો અને રાજ્યની કુલ આવકના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૦-૩ ત્રણ પાઈ ખર્ચ કરવામાં આવે છે.

**લાયબ્રેરી**—છોટાઉદેપુરમાં ૧ લાયબ્રેરી છે. પણ પુરતા સાધનવાળી નથી.

છોટાઉદેપુરમાં એક જીમખાના છે. જેમાં ટેનીસ ગ્રાઉન્ડ તથા બીલીઅર્ડ રૂમ છે. આ એક સાંઝની વખતે સારો આનંદ આપનારૂ

સ્થાન છે. જીમખાનાનો લાભ ઘણું કરીને રાજ્ય કુટુંબનાં માણસો અને અંમલદાર વર્ગ લે છે.

**નીત્યદાન**—સદાવ્રત વીગેરે જે ધર્મનાં કામો પહેલાંથી ચાલ્યાં આવેછે. તે હજી સુધી કાયમ રાખવામાં આવ્યાં છે. મહારાજા સાહેબનું ધાર્મીક વલણ એકંદરે ઘણું સારૂં છે.

**પોસ્ટ ઓફીસો**—છોટાઉદેપુરમાં એક પોસ્ટ ઓફીસ અને તેની જોડે તાર ઓફીસનું પણ જોડાણ કરવામાં આવ્યું છે. એ સિવાય બીજી ૫ નાની પોસ્ટ ઓફીસો આ રાજ્યમાં છે.

**રેલ્વે**—છોટાઉદેપુર રેલ્વે સ્ટેશન છે. એ શાખાનું જંકશન સ્ટેશન બી. બી. એન્ડ. સી. આઇ. નું મીયાગામ સ્ટેશન છે. આખા રાજ્યમાં ઢોકળીઅમાં ૧ જીનીંગ ફેકટરી છે.



# દેવગઢ બારીઆ.

**સીમા**—આ રાજ્યની ઉત્તરે સંજેલી નામે નાની ઠકરાત છે, પુર્વે ઝાલોદ અને દાહોદ તાલુકા છે. દક્ષિણે છોટાઉદેપુરનું રાજ્ય છે. અને પશ્ચિમે કાલોલ અને ગોધરા તાલુકા છે.

રાજ્યનું ક્ષેત્રફળ ૮૧૩ ચોરસમાઇલ છે. અને વસ્તી ૧૧૫૨૦૧ માણસની છે.

આ રાજ્ય બ્રીટીશ સરકાર અથવા બીજા કોઇપણ રાજ્યને ખંડણી આપતું નથી.

રાજ્યની વાર્ષીક ઉપજ રૂ. ૭૧૩૫૭૩ છે.

ચોહાણ રજપુત જાતના મહારાઉલ શ્રી રણજીતસીંહજી રાજા સાહેબ રાજ્ય કરે છે. અને તેઓશ્રી પૃથુરાજ ચોહાણના કુટુંબના ગણાય છે. કુમારશ્રી સુભાગસીંહજી ગાદીના વારસ છે.

કુમારશ્રી નહારસીંહજી નામે રાજા સાહેબના નાના ભાઇ છે. મરહુમ મહારાજા સાહેબ માનસીંહજીએ હાલના મહારાજા સાહેબ રણજીતસીંહજી તથા કુમાર શ્રી નહારસીંહજીને એવી અજબ તરેહની તાલીમ આપી છે અને બન્ને કુમારોમાં સંપનાં એવાં ઉંડાં બીજ રોપેલાં છે કે બન્ને ભાઇઓ શરીરે જુદા છતાં, એકજ આચાર વીચાર ધરાવે છે. અને એકબીજાથી લેશ માત્ર પણ જુદાઇ તેમનામાં

જોવામાં આવતી નથી. આ બાબત બીજાં દેશી રાજ્યોમાં ખરેખર અનુકરણ કરવા લાયક છે. વળી આવી સારી કેળવણી આપવા માટે મરહુમ મહારાજા સાહેબ માનસીંહજીને પણ પુરતો ધન્યવાદ ઘટે છે.

મહારાજા સાહેબ પોતાના રાજ્યમાં કેટલીક વખત મુસાફરી કરવા નીકળે છે. અને રૈયતનાં સુખદુઃખની તપાસ રાખે છે.

**૧. મુલકીખાતું**—આ રાજ્યના સાત ભાગ પાડવામાં આવેલા છે. ૧ હવેલી. ૨ રાંધીકપુર. ૩ દુધીઆ. ૪ ઉપરીઆ. ૫ ધાનપુર. ૬ સાગટાળા ૭ રાજગઢ. આ દરેક ભાગ ઉપર થાણદાર નીમવામાં આવેલ છે. રાજ્યનું વાર્ષીક જમીનનું મહેસુલ ૧૮૪૫૪૧ છે. રાજ્યની જમીન પાકમાં સાધારણ છે.

**જંગલખાતું**—આ ખાતાનું વાર્ષીક ઉત્પન્ન રૂા. ૨૬૧૮૨૭ છે. જમીનના મહેસુલ કરતાં આ રકમ લગભગ દોઢી છે. રાજ્યની હદમાં આવેલાં તમામ ઝાડની માલકી દરબાર ધરાવે છે. પસાયના ગામમાં અગર જમીનપર આવેલાં ઝાડની માલકી પણ દરબારની છે.

**૩. આબકારીખાતું**—આ ખાતું મદ્રાસ સીસ્ટમથી ચલાવવામાં આવે છે. ઝરી ગામે આવેલી સેન્ટ્રલ ડીસ્ટીલરીમાં દેશી દારૂ બનાવવામાં આવે છે. અને ત્યાંથી આબકારી કંટ્રાકટર ફુટક દુકાનદારોને આપે છે. આ દુકાનદારોને દરેક વરસે પરવાનો લેવોપડે છે. રાજ્યમાં દારૂની દુકાનો ૬૪ છે. ક્ષેત્રફળના પ્રમાણ સાથે સરખાવતાં દરેક ૧૩ સ્કવેર માઇલે ૧ દુકાન અને વસ્તીના પ્રમાણમાં દરેક ૧૮૦૦ માણસ દીઠ ૧ દુકાન આવે છે. વાર્ષીક દારૂની ખપત

૧૫૪૭૦૦ ગેલન છે. તેની સરેરાસ દરેક માણસે ૧૬ ગેલન આવે છે આ ખાતાની વાર્ષીક ઉપજ રૂ. ૧૫૫૯૩૫ છે જેની સરેરાસ દરેક માણસ દીઠ રૂ. ૧-૪-૦ સવા રૂપીઓ આવે છે.

**ન્યાય ખાતું**—દીવાની તથા ફોજદારી કામોમાં સૌથી છેલ્લામાં છેલ્લી અપીલ કોર્ટ હજુર કોર્ટ છે. જેમાં મહારાજા સાહેબ પોતે ન્યાયાસન પર બેસે છે.

બીજી કોર્ટ દીવાનની કોર્ટ છે જે ફોજદારી કામોમાં સેશન્સ કોર્ટનું કામ કરે છે અને દીવાની કામોમાં કોઈ પણ રકમના દાવાઓ સાંભળે છે. ત્રીજી નાયબ દીવાનની કોર્ટ છે, ને ફોજદારી કામોમાં પહેલા વર્ગના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની સત્તા ભોગવે છે તથા દીવાની કામોમા રૂ. ૧૦૦૦ એક હજાર સુધીના દાવાઓ સાંભળે છે; તથા ન્યાયાધીશે કરેલા ઠરાવ ઉપર અપીલ આ કોર્ટ સાંભળે છે. ચોથી ન્યાયાધીશ કોર્ટ છે. જેને ફોજદારી બીજા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા છે અને દીવાની દાવાઓ રૂ. ૧૦૦ સુધીના સાંભળે છે, વળી સ્મોલ કોઝીસના દાવાઓ પણ આ કોર્ટ ચલાવે છે.

**લશ્કર**—આ રાજ્યમાં કાયમનું લશ્કર નથી. રાજ્યમાં ફક્ત ત્રણ તોપો છે અને તે સારા પ્રસંગે સલામી વીગેરે કામમાં ફેડવામાં આવે છે.

**પોલીસ**—રાજ્યમાં કુલ પોલીસની સંખ્યા ૨૧૧ છે. જેમાં ૯૮ હથીઆરબંધ છે અને ૭૧ વગર હથીઆરના છે. ૧૫ હેડકોન્સ્ટેબલ, ૧૮ સ્વાર અને ૮ અમલદારો છે. ૨૧૧ માણસોમાંથી ફક્ત ૩૪

વાંચી લખી શકે છે. બીજાં બધાં માણસો અભણ છે. વસ્તીના પ્રમાણમાં સરેરાસ ૫૭૫ માણસે ૧ પોલીશ તથા ક્ષેત્રફળના પ્રમાણમાં ૪ સ્કવેર માઇલે ૧ પોલીશ આવે છે. આ ખાતાનો કુલ વાર્ષીક ખર્ચ રૂ. ૧૮૪૬૧ છે. વસ્તીના પ્રમાણમાં દરેક માણસ દીઠ ૦-૨-૬ અઢી આના તથા રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૫ પાંચ પાઇ ખર્ચ કરવામાં આવે છે. આ સીવાય પેલેસ ગાર્ડસ તથા બોડીગાર્ડસ રાખવામાં આવેલ છે અને તેમનો વાર્ષીક ખર્ચ રૂા. ૨૧૯૨૩ છે. જે પોલીસ ખાતાના ખર્ચ કરતાં વધી જાય છે.

**વૈદકખાતું**—રાજ્યમાં ફક્ત ત્રણ દવાખાનાં છે. ૧. બારીઆમાં હરીલાલ હોસ્પીટલ. ૨. દુધીઆ દવાખાનું. ૩. રાજગઢ દવાખાનું આ શીવાય ૧ ઢોર માટે દવાખાનું બારીઆમાં છે. દુધીઆ અને રાજગઢના દવાખાનામાં ઢોર માટેની દવા વીગેરેની સગવડ રાખવામાં આવી છે. આ ખાતાનો કુલ વાર્ષીક ખર્ચ રૂા. ૭૨૦૦ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૧-૦ એકઆનો તથા રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૨ બે પાઇ જેટલો ખર્ચ કરવામાં આવે છે.

**કેળવણી ખાતું**—પ્રાથમીક અને માધ્યમીક કેળવણી આખા રાજ્યમાં મફત આપવામાં આવે છે. પણ હજુ સુધી પ્રાથમીક કેળવણી ફરજીઆત કરવામાં આવી નથી. રાજ્યમાં નીશાળોની કુલ સંખ્યા ૧૫ છે. જેમાં ૧ એંગ્લોવર્નાક્યુલર નીશાળ છે. આ અંગ્રેજી નીશાળમાં ૫ મા ધોરણ સુધી અભ્યાસ થઇ શકે છે. બારીઆમાં ૧ કન્યાશાળા છે. બીજી ગામડાંની નીશાળોમાં છોકરા તથા છોકરીઓને ભણવા માટે સાથે સવડ છે.

કેળવણી લેતાં છોકરા અને છોકરીઓની સંખ્યા ૧૦૮૧ છે જેમાં ૯૪૫ છોકરા અને ૧૩૬ છોકરીઓ છે.

વસ્તીના પ્રમાણમાં ૧૦૦ માણસ દીઠ ૧ બાળક કેળવણી લેછે. કેળવણીનો વાર્ષિક ખર્ચ રૂા. ૬૪૧૨ છે. માણસ દીઠ સરેરાસ ૦-૦-૧૦ દશ પાઇ આવે છે. ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૧½ દોઢ પાઈ કેળવણી પાછળ ખર્ચ થાય છે.

કેળવણીખાતાની દેખરેખ જે પહેલાં અંગ્રેજ સરકારને હસ્તક હતી. તે હવે રાજા સાહેબને સોંપવામાં આવી છે.

**લાયબ્રેરી**—બારીઆમાં ફક્ત ૨ લાયબ્રેરીઓ છે. ૧ નેટીવ જનરલ લાયબ્રેરી અને ૨ માનસીંહજી લાયબ્રેરી અને ફ્રી રીડીંગરૂમ.

**મ્યુનીસીપાલીટી**—બારીઆમાં મ્યુનીસીપાલીટી છે. અને તેનું કામકાજ ૧૨ સભાસદો કરે છે. આ સભાસદો અમલદાર વર્ગમાંથી અને રૈયત વર્ગમાંથી દરબારે પસંદ કરેલા હોય છે. કુમારશ્રી નહારસીંહજી મ્યુનીસીપાલીટીના પ્રેસીડેન્ટ છે. રૈયત વર્ગ મ્યુનીસીપાલીટીનું કામ-કાજ સ્વતંત્ર રીતે ચલાવતાં શીખે એ માટે મહારાજા સાહેબ ભારે ઉત્કંઠા ધરાવે છે.

**જેલ**—બારીઆમાં ૧ જેલ છે. મેડીકલ ઓફીસર જેલના સુપ્રીન્ટેન્ડન્ટનું વધારાનું કામ કરે છે. કેદીઓ પાસે બહારની મહેનતમાં બાગનું કામ કરાવે છે. જેલમાં ૧ નાની વર્કશોપ છે. જેમાં સેતરંજી તથા પાટી વણાય છે.

**વેપાર, આયાત અને નીકાશ**—મુખ્ય વેપાર જંગલમાં થતી પેદાશની નીકાશનો અને ઘરકામને ઉપયોગની ચીજો જેવા કે ત્રાંબા પીતળનાં વાસણ, કાપડ વીગેરેની આયાતનો છે. પોતાની રૈયતના લાભ ખાતર મહારાજા સાહેબે ગાદીનશીન થતી વખતે બહારથી આવતી તમામ ચીજો ઉપરનું દાણુ કાઢી નાંખ્યું છે. નીકાશ ઉપર આવતી વાર્ષીક દાણની ઉપજ રૂ. ૬૮૪૧૮ છે.

**હુન્નર તથા ઉદ્યોગ**—બારીઆમાં લાખ ચોખી કરવાનો તથા લાખની બીજી કેટલીક વસ્તુઓ બનાવવાનો હુનર છે. વળી રાયબહાદુર નાનકચંદની ડીરેકટરશીપ હેઠળ ચાલતુ પીપળોદમાં કાચનું કારખાનું છે. આ કારખાનામાં થતા કાચ ઘણાજ ચોખા હોય છે. અને ઘણીજ ઝડપથી વેચાઇ જાય છે. આ કારખાનાને મહારાજા સાહેબ ઘણીજ ઉદારતાથી મદદ કરે છે.

આ રાજ્યમાં ધાતુ વીગેરેની ખાણ નીકળે એવો સંભવ છે અને તેથી મેસર્સ કીલીક નીક્ષનની કંપની રાજગઢ ભાગમાં શોધ-ખોળ કરી રહી છે.

આ રાજ્યમાં સૌથી પાસેનું રેલવે સ્ટેશન પીપળોદ છે અને વડોદરા, ગોધરા કોર્ડ લાઇન ઉપર આવેલું છે.

વસ્તીનો મોટો ભાગ ભીલ કોળી વીગેરે પછાત વર્ગનો છે. પાટીદારની પણ કેટલીક વસ્તી છે. આ માણસોનો મુખ્ય ધંધો ખેતી છે. તેમની રહેવાની રીત એટલી બધી સાદી છે, અને તેમની જરૂ-રીઆતો એટલી બધી ઓછી છે કે તેઓને થોડું મળેથી ઘણોજ સંતોષ થાય છે.



# ખંભાતનું રાજ્ય.

આ રાજ્યનું ક્ષેત્રફળ ૩૫૦ ચોરસ માઇલ છે. અને એની વસ્તી ૭૨૬૫૬ માણસની છે. હીઝહાઇનેસ, નઝમુદુલા, મમતાઝ. ઉલ્મુલ્ક મોમીનખાન બહાદુર દીલાવરજંગ નવાબ હુસેન યારવખાન હાલના સગીર નવાબ સાહેબ છે. તેથી રાજ્યનો કારભાર અંગ્રેજ સરકારને હસ્તક છે. હાલ એડમીનીસ્ટ્રેટર તરીકે મી૦ જોશી કામ કરે છે.

આ રાજ્યની વાર્ષિક ઉપજ રૂ. ૬૬૫૨૮૬ છે. અને ખર્ચ રૂ. ૮૨૯૬૫૭ છે.

આ રાજ્યની જમીનનું મહેસુલ રૂ. ૩૧૮૫૧૦ છે. રાજ્યમાં લોકલફંડ લેવામાં આવે છે. જમીનના મહેસુલના દરેક રૂપીએ ૦—૦—૬ લોકલફંડ છે.

આ રાજ્યની આબકારી તથા જંગલની પેદાશ નહીં જેવી છે.

**પોલીશખાતું**—આ રાજ્યમાં પોલીશનાં કુલ ૨૨૩ માણસો છે. ૩૮ પોલીસ સીપાઇની જગ્યા ખાલી હોવાથી ફક્ત. ૧૮૫ માણસ કામ કરે છે. પોલીસ સીપાઇનો ઓછામાં ઓછો પગાર રૂ. ૧૧ છે. છતાં માણસોની જોઇએ તેટલી ભરતી નથી. વસ્તીના પ્રમાણમાં ૩૯૮ માણસોએ ૧ પોલીસ સીપાઇનું પ્રમાણ આવે છે. ક્ષેત્રફળના પ્રમાણમાં દરેક ૨ સ્કવેરમાઇલે ૧ સીપાઇ આવે છે. કુલ ખર્ચ રૂ. ૪૦૮૮૭ થાય છે. વસ્તીના પ્રમાણમાં દરેક માણસ દીઠ ૦—૮—૦ આઠ આના

ખર્ચ થાય છે. વાર્ષિક ઉપજના પ્રમાણમાં દરેક ૧ રૂપીએ ૦-૦-૧૦ દશ પઇ ખર્ચ થાય છે.

**ન્યાયખાતું**—ન્યાય માટે રાજ્યમાં ૪ કોર્ટ છે. ૧. ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ. ૨. સર ન્યાયાધીશ કોર્ટ. ૩. સેશન્સ કોર્ટ. ૪. હજુર કોર્ટ. આ કોર્ટ ઉપરાંત આ રાજ્યમાં ગ્રામ્ય પંચાયતની રૂઢી દાખલ કરેલી છે. આથી ફોજદારી કામ સંતોષકારક થાય છે. તથા રાજ્યને કેટલેક અંશે વધુ પડતા કામના બોજામાંથી તથા ખર્ચમાંથી દુર રાખે છે. વળી રૈયતને પણ સવડતા પડે છે. આ રાજ્યમાં સઘળા મળી ૧૦ વકીલો કામ કરે છે.

**મ્યુનીસીપાલીટી**—આ રાજ્યની મ્યુનીસીપાલીટીનું કામ મ્યુનીસીપલ બોર્ડને હસ્તક છે. જેમાં રૈયત તરફથી પણ કેટલાક સભાસદો છે.

**વૈદકખાતું**—રાજ્યમાં છ દવાખાના છે. ૧. કેનેડી હોસ્પીટલ ૨. બીજી બાણુ બેગમ સાહેબ ફ્રી ડીસ્પેન્સરી. ૩. ડાયમન્ડ જ્યુબીલી ઝનાના હોસ્પીટલ. ૪. તારાપુર દવાખાનું. ૫. વરાસડા દવાખાનું અને ૬. ઢોરનું દવાખાનું સઘળાં દવાખાનામાં મફત દવા આપવામાં આવે છે. આ ખાતાનો વાર્ષિક ખર્ચ રૂ. ૧૪૦૦૦ થાય છે. વસ્તીના પ્રમાણમાં સરેરાસ દરેક જણ દીઠ ૦-૩-૦ ત્રણ આના અને કુલ વાર્ષિક ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૦-૪ ચાર પાઈ ખર્ચ આવે છે.

**કેળવણીખાતું**—આ રાજ્યમાં કુલ ૪૧ નિશાળો છે. ૧ હાઇસ્કુલ ૧. તારાપુર અંગ્રેજી નીશાળ. ૨૮. ગુજરાતી નીશાળો. ૭. ઉર્દુ

નીશાળ. ૧. સંસ્કૃત પાઠશાળા. ૧. અંત્યજ નીશાળ. અને ૬ ગુજરાતી કન્યાશાળાઓ. કેળવણી લેતાં છોકરાઓની સંખ્યા ૩૦૫૦ અને છોકરીઓની સંખ્યા ૬૧૧ છે. કુલ સંખ્યા ૩૬૬૧ છે. વસ્તીના પ્રમાણમાં ૧૦૦૦ માણસોએ ૫ છોકરા કેલવણી લે છે. આ રાજ્યમાં કેળવણી ફરજીઆત નથી. તેમજ મફત આપવામાં આવતી નથી. આ ખાતાનો વાર્ષિક ખર્ચ રૂ. ૨૯૧૪૧ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૬-૬ અને રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૦-૯ પાઇ ખર્ચ કરવામાં આવે છે.

આ રાજ્યમાં ખંભાત શહેરમાં ૧ લાયબ્રેરી છે. જેને લોર્ડ રે લાયબ્રેરી કહેવામાં આવે છે.

આ રાજ્યમાં ૧ છાપખાનું છે. અને તે રાજ્ય તરફથી ચાલે છે. કોઇપણ જાતનું વર્તમાનપત્ર તથા માસીક નીકળતું નથી.

**વેપાર તથા ઉદ્યોગ:**–આ રાજ્યમાં સુતરાઉ તથા રેશમી કાપડ અને હકીકના પથરની કેટલીક સુંદર ચીજો બનાવવામાં આવે છે. ખંભાતમાં ૧ સુતરાઉ કાપડની મીલ છે. આખા રાજ્યમાં ૩૧૨૦ હેન્ડ લુમો છે. વળી લોટ દળવાનાં કેટલાંક કારખાનાં છે. રાજ્ય તરતરફથી ચાલતું ૧ રંગનું કારખાનું છે. રાજ્યમાં પોતાની રેલ્વે છે. જે કેમ્બે સ્ટેટ રેલ્વે નામે ઓળખાય છે. એનું જંકશન સ્ટેશન આણંદ છે.

ખંભાતમાં ૧ પોસ્ટ ઓફીસ તથા ૧ તાર ઓફીસ છે. વળી કેટલાંક જૈન લોકોનાં પ્રાચીન દેવળો છે. સ્થંભતીર્થ નામે એક પ્રાચીન દેરાસર છે જેમાં જૈન ધર્મનાં પુસ્તકોનો મોટો ભંડાર છે.

ખંભાતમાં પથ્થરનીજ બનાવેલી એક જુમામસીદ છે.

પહેલાના દીવાન મી. માધવરામ હરનારાયણ વ્યાસ જેમણે પાણીના નળની યોજના બનાવી તૈયાર કરી હતી તે યોજના એડમી-નીસ્ટ્રેશન દરમ્યાન પુરી કરવામા આવી છે. અને સઘળી જગ્યાએ પાણીના નળ નાંખવામાં આવ્યા છે. પાણીનો દર ઘરની કીંમતના પ્રમાણમાં લેવામાં આવે છે.



# વાંસદા.

**વાંસદા**–સુરત એજન્સીમાં બીજા વર્ગનું દેશી રાજ્ય છે.

**સીમા**–ઉત્તરે ગાયકવાડી રાજ્યના મહુવા અને વ્યારા તાલુકા છે. દક્ષિણે ધરમપુરનું રાજ્ય, પૂર્વમાં ડાંગ, તથા સુલગાણા તથા નાશક જીલ્લાનો કારવાર તાલુકો છે, અને પશ્ચિમે સુરત જીલ્લાનો ચીખલી તાલુકો તથા ધરમપોર રાજ્યનો ભાગ આવેલો છે.

**ક્ષેત્રફળ**–આ રાજ્યનું ક્ષેત્રફળ ૨૧૫ ચોરસ માઇલ છે. વસ્તી ૪૪૫૯૪ માણસની છે. વાર્ષીક ઉપજ રૂ. ૫૪૧૫૭૮ છે અને વાર્ષીક ખર્ચ રૂ. ૫૧૮૬૪૯ છે.

**મહારાઉલ શ્રી**–ઇંદ્રસીંહજી હાલના રાજ્યકર્તા છે. તેમની ઉંમર ૩૦ વર્ષની છે. તેઓ વાંસદીઆ સોલંકી રજપુત જાતીના છે ધર્મ શૈવ છે. તેમનાં લગ્ન માણસા સ્વસ્થાનનાં રાજકુંવરી આંણુંદ કુંવરબા સાથે થએલાં છે. રાજાસાહેબને હાલ શુશીલ કુંવરબા નામે એક કુંવરી સાહેબ તથા દીગ્વીજયસીંહજી નામે એક કુંવર સાહેબ છે. કુંવર સાહેબની ઉમર હાલ આશરે પાંચ વર્ષની છે. કુમારશ્રી પ્રવીણસીંહજી અને કુમારશ્રી કીશોરસીંહજી નામે રાજા સાહેબના બે ભાઈઓ છે. કુમારશ્રી કીશોરસીંહજી સગીર ઉમરના હોવાથી તેમને યોગ્ય કેળવણી આપવા માટે એક ગ્રેજ્યુએટ શીક્ષકને રોકવામાં આવેલ છે.

આ સ્વસ્થાનનો બીજાં સ્વસ્થાન તથા બ્રીટીશ રાજ્ય સાથેનો રાજકીય સંબંધ ઘણોજ સલાહ ભરેલો છે.

**રાજ્ય વ્યવસ્થા-**

**૧ મુલ્કી ખાતું** આ રાજ્યની કુલ જમીન ૧૩૭૯૧૨ એકર છે. જેમાંની ૭૪૦૬૯ એકર જમીન ખેડાણ થઇ શકે તેવી છે- ૫૩૦૦૭ એકર જમીન જંગલ ખાતામાં છે. ૬૬૧૧ એકર જમીન ખેડાણ થઇ શકે નહીં એવી ખરાબાની છે. અને ૪૨૨૫ એકર જમીન પસાયતા ગામડાંની છે.

**સ્વસ્થાનની**-પસાયતા ગામની જમીન શીવાયની સઘળી જમીનની માપણી થએલી છે. જમીનના દરની સરાસરી દરેક એકરે રૂ. ૩ છે, જમીનનુ કુલ વાર્ષીક ઉત્પન્ન રૂ. ૧૪૬૯૩૫ છે. રાજ્યની ખેડાણ થઈ શકે એવી જમીનનો લગભગ ⅓ ભાગ પડતર રહે છે. એટલે ખેડાણ ફક્ત ૪૯૭૦૯ એકરનું થાય છે. પડતર જમીનનું ખેડાણ થાય એટલા માટે સ્વસ્થાનમાં બહારના ખેડુતોને કેટલાક ખાસ લાભ આપીને સ્વસ્થાનમાં વસવાટ કરવાને બોલાવવામાં આવે છે.

**૨ આબકારી ખાતું**-આ ખાતાની કુલ વાર્ષીક ઉપજ રૂ. ૨૮૧૨૩૬ છે. આ રકમ જમીનના મહેસુલ કરતાં લગભગ બમણી છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ સરેરાસ રૂ. ૭ આવે છે. આ રાજ્યમાં દારૂની તથા તાડીની દુકાનો ૭૪ છે. રાજ્યના ક્ષેત્રફળના પ્રમાણમાં દરેક ત્રણ માઇલે ૧ દુકાનની સરેરાસ આવે છે.

**૩ જંગલ ખાતું**-આ રાજ્યમાં જંગલખાતાની જમીન ૫૩૦૦૭ એકર છે. આ ખાતાની વાર્ષિક ઉપજ રૂ. ૭૨૫૮૮ છે. જંગલની પેદાશ દરેક એકરે લગભગ રૂ. ૧-૮-૦ થાય છે. જંગલમાંથી ઇમારતી લાકડાં કાપવા માટે રજા ચીઠીની જરૂર પડે છે. જલાઉ કાઠી કાપવા માટે કોઇપણ જાતનું દાણુ રૈયત પાસેથી લેવામાં આવતું નથી.

**૪. પોલીસખાતું**—આ ખાતામાં કુલ ૧૫૦ માણસો છે. જેમાના ૩૦ ઘોડેસ્વારો છે. આ સ્વારો રાજા તથા રાજ્યકુટુંબના માણસો સાથે એસ્કોર્ટનું કામ બજાવે છે. વસ્તીના પ્રમાણમાં સરેરાસ ૩૦૦ માણસના જાનમાલના રક્ષણ માટે ૧ પોલીસ આવે છે. ક્ષેત્રફળના પ્રમાણમાં દરેક ૧॥ ચોરસ માઇલે ૧ પોલીસ આવે છે. આ ખાતાનો કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૧૬૬૨૨ છે. રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦-૦-૬ છ પાઇ ખર્ચ કરવામાં આવે છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૬-૦ છ આનાનો ખર્ચ આવે છે.

**૫. ન્યાયખાતું**—આ રાજ્યમાં ફોજદારી ન્યાય માટે નીચે મુજબની અદાલતો છે. ૧. ન્યાયાધીશ અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કચેરી ૨. નાયબદીવાન અથવા પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કચેરી ૩. દીવાન સાહેબની સેશન્સ કોર્ટ.

ફોજદારી ન્યાયની અપીલ માટે ૨ કચેરીઓ છે. ૧ દીવાન સાહેબની કચેરી. ( ૨ ) મહારાજા સાહેબની કચેરી.

દીવાની ન્યાય માટે આ રાજ્યમાં ન્યાયાધીશની કચેરી છે. અને ત્યાં રૂ. ૧૦૦૦ એક હજાર સુધીના દાવા સાંભળવામાં આવે છે. એ ઉપરાંતની રકમના દાવાઓ દીવાન સાહેબની કચેરીમાં ચાલે છે. આ બન્ને કચેરીઓએ કરેલા ફેંસલા ઉપરની અપીલ મહારાજા સાહેબ સાંભળે છે. આ ખાતાનો કુલ ખર્ચ રૂ. ૧૮૫૦ છે.

૬. **વૈદકખાતું**—આ રાજ્યમાં (રતનકુંવરબા હોસ્પીટલ) નામે ફક્ત એકજ દવાખાનું છે. આ દવાખાનામાં એક એલ એમ એન્ડ એસ. ડાકટર છે. એક નર્સ તથા એક મીડવાઈફ પણ દવાખાનામાં છે. બીજી એક ટ્રાવેલીંગ ડીસ્પેન્સરી છે. જેથી ગામડાંઓમાં માંદા માણસોને દવાની મદદ મળી શકે છે. આ ખાતાનો કુલ વાર્ષીક ખર્ચ રૂ. ૬૫૦૬ થાય છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦–૨–૪ એ આના ચાર પાઈની સરેરાસ આવે છે. અને વાર્ષીક ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૨॥ પાઈ ખર્ચ કરવામાં આવે છે. આ રાજ્યમાં ઢોર માટેનું દવાખાનું પણ છે.

૭. **કેલવણીખાતું**—આ રાજ્યમાં પ્રાથમીક કેલવણી માટે ૧૬ નિશાળો છે. જેમાની ૧૩ છોકરા માટે અને ૩ છોકરીઓ માટે છે. આમાંની ફક્ત ૨ નીશાળોજ ગુજરાતી ઉપલા ધોરણો શીખવે છે. બાકીના ૧૪ નીશાળોમાં ફક્ત નીચલાં ત્રણ ચાર ધોરણો શીખવાવામાં આવે છે. માધ્યમીક કેલવણી માટે વાંસદામાં "શ્રી ગુલાબસીંહજી ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલ." નામે ૧ નીશાળ છે. રાજ્યમાં ૧ ઉર્દુ નીશાળ છે. રાજ્યમાં ભણતા છોકરાની કુલ સંખ્યા ૮૦૧ છે. જેની સરેરાસ વસ્તીના પ્રમાણમાં સેંકડે ૨ ટકા જેટલી આવે છે.

આ ખાતાનો વાર્ષીક ખર્ચ રૂ. ૧૦૭૦૦ છે. વસ્તીના પ્રમાણ સાથે સરખાવતાં દરેક જણ દીઠ ૦-૪-૦ ચાર આના આવે છે અને વાર્ષીક ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૦-૪ ચાર પાઈ જેટલો ખર્ચ કરવામાં આવે છે. આ રાજ્યમાં કેલવણી મફત આપવામાં આવે છે. પણ ફરજીઆત કેળવણી દાખલ કરવામાં આવી નથી.

**લાઈબ્રેરી.**—વાંસદામાં શ્રી ગુલાબસીંહજી લાઇબ્રેરી નામે એક લાઇબ્રેરી છે.

**છાપખાનું.**—વાંસદામાં એક ખાનગી માલકીનું છાપખાનું છે. જ્યાં રાજ્યનું છાપવાનું કામ કરવામાં આવે છે. આ રાજ્યમાં માસીક, પખવાડીક, અઠવાડીક, અથવા રોજીંદું કોઇપણ જાતનું વર્તમાનપત્ર અગર તો ચોપડીઓ છાપવામાં આવતી નથી.

**મ્યુનીસીપાલીટી.**—વાંસદામાં ફક્ત એકજ મ્યુનીસીપાલીટી છે. આ ખાતાનો વાર્ષીક ખર્ચ રૂ. ૭૫૦૦ છે. સઘળો ખર્ચ રાજ્ય તરફથી કરવામાં આવે છે. રૈયત પાસેથી કોઇપણ જાતનો કર લેવામાં આવતો નથી. તેમજ મ્યુનીસીપાલીટીના કામ કાજમાં રૈયતને ભાગ લેવા દેવામાં આવતો નથી.

**આરોગ્યતા.**—વાંસદા ગામની આરોગ્યતા માટે રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર દેખરેખ રાખે છે.

**શીતલાખાતું.**—આ રાજ્યમાં ૧ વેકસીનેટર છે.

**જન્મ મરણ.**—આ રાજ્યમાં વાર્ષીક જન્ય મરણની સંખ્યા અનુક્રમે ૧૪૦૦ અને ૮૫૦ છે. વસ્તીના પ્રમાણમાં સરાસરી સેંકડે ૩ અને ૨ આવે છે.

**જેલ.**—વાંસદામાં એક જેલ છે. જેલનું મકાન સવડવાળું છે. જેલની આસપાસ બાગ છે. જેલની દેખરેખ રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર રાખે છે.

**રેલ્વે સંબંધ**—વાંસદા જવા માટે સૌથી નજીકનું સ્ટેશન ઉનાઈ છે. એ સ્ટેશન બીલીમોરા સ્ટેશનથી નીકળતી કાલા આંબા રેલ્વે લાઈન ઉપર આવેલ છે. ઉનાઈ સ્ટેશનથી વાંસદા ૭ માઇલ છે.

**તાર ઓફીસ.**—ઉનાઇ રેલ્વે સ્ટેશનની એક તાર ઓફીસ છે.

**પોસ્ટ ઓફીસ.**—રાજ્યમાં વાંસદા તથા પરતાપનગર મળી બે પોસ્ટ ઓફીસો છે.

**ઉદ્યોગ તથા હુન્નર.**—આ રાજ્યમાં ખાસ નોંધ લેવા જોગ કોઈપણ જાતનો ઉદ્યોગ હુન્નર નથી.

**ટેલીફોન.**—વાંસદાથી પરતાપનગર તથા વાંસદાથી ઉનાઇ વચ્ચે ટેલીફોન રાખવામાં આવ્યો છે. વાંસદામાં પણ સઘળાં સરકારી મકાનોમાં ટેલીફોન છે.



# લુણાવાડા.

આ રાજ્ય રેવાકાંઠા એજન્સીમાં બીજા વર્ગનું રાજ્ય ગણાય છે. અને તેના હાલના રાજા. સાહેબ. મહારાણાશ્રી સરવખતસીંહજી કે. સી. આઈ. ઈ. છે. મહારાજા સાહેબની ઉમર લગભગ ૬૦ વર્ષની છે. જાતે વીરપુરા સોલંકી રજપુત છે. ગાદીના વારસ યુવરાજશ્રી રણજીતસીંહજી છે. એમની ઉમર ૩૫ વર્ષની છે. એઓશ્રીએ અજમેરની મેયો કોલેજમાં કેળવણી લીધેલી છે. મહારાજા સાહેબની દેખરેખ તળે રાજ્યનું સઘળું કામકાજ કુમાર સાહેબ પોતે કરે છે.

મી. ગોકળદાશ વીઠલદાશ સરૈયા બી. એ. એલ. એલ. બી. જેવો બ્રીટીશમાં સ્મોલ કોઝ કોર્ટના જડજ હતા. તેઓ દીવાન છે. આ રાજ્યની ઉત્તરે રજપુતાનામાં આવેલું ડુંગરપુરનું સંસ્થાન છે. પૂર્વે સુંથ અને કડાણાનાં રાજ્યો છે. દક્ષિણે પંચમહાલ અને પશ્ચિમે વાડાસીનોરનું રાજ્ય છે.

**રાજ્યનું ક્ષેત્રફળ.** ૩૮૮ ચોરસ માઈલ છે અને વસ્તી ૭૫૯૯૮ માણસની છે.

રાજ્યની વાર્ષીક ઉપજ ૨૬૭૦૭૭ છે.

આ રાજ્ય અંગ્રેજ સરકારને રૂ. ૯૨૩૦ અને ગાયકવાડી રાજ્યને રૂ. ૫૦૧ ખંડણી આપે છે.

**મુલકીખાતું**-આ રાજ્યમાં જમીનનું વાર્ષિક મહેસુલ રૂ. ૧૪૦૧૪૩ છે. રાજ્યની ખેડાણ કરેલી જમીન ૭૩૫૯૦ એકર છે. એટલે દરેક એકરે જમીનનું મહેસુલ. રૂ. ૨ પડે છે-

**જંગલખાતું**-આ ખાતાની વાર્ષિક પેદાશ રૂ. ૬૯૧૬૫ છે.

**આબકારીખાતું**-આ ખાતાની વાર્ષિક પેદાશ રૂ. ૩૧૨૮૯ છે. રાજ્યમાં દેશી દારૂની દુકાન ૪૦ છે. તેની સરેરાસ દરેક ૧૦ માઇલે ૧ દુકાન આવે છે. અને વસ્તીના પ્રમાણે ૧૮૦૦ માણસે ૧ દુકાન આવે છે, આબકારી આવકની સરેરાસ દરેક માણસ દીઠ ૦-૬-૬ સાડા છ આના છે.

**ન્યાયખાતું**-આ રાજ્યનું દીવાની તથા ફોજદારી કામ અગ્રેજ સરકારના કાયદા મુજબ ચલાવવામાં આવે છે. આ રાજ્યમાં દીવાની કામ માટે ૨ કોર્ટો છે. રૂ. ૫૦૦૦ અને તેની ઉપરની રકમના દાવાઓ દીવાન સાહેબની કોર્ટ સાંભળે છે. અને રૂ. ૫૦૦૦થી નીચેની રકમના દાવાઓ ન્યાયાધીશની કોર્ટ સાંભળે છે. ખરી રીતે જોતાં દીવાની ન્યાય માટે એકજ કોર્ટ છે. કારણ રૂ. ૫૦૦૦ હજારના અથવા તેથી ઉપરની રકમના દાવાઓ ભાગ્યેજ આવે છે. ફોજદારી કામો માટે ૨ પહેલા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ છે. અને ૨ બીજા વર્ગના માજીસ્ટ્રેટની કોર્ટ છે મહાલ કરીને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટની સત્તા છે. દીવાન સાહેબ સેશન્સનું કામ કરે છે.

**પોલીસખાતું**-આ રાજ્યમાં પોલીસખાતામાં ૧૬૯ માણસો છે. ક્ષેત્રફળના પ્રમાણમાં ૨।। માણસે એક પોલીસ અને વસ્તીના

પ્રમાણમાં ૪૫૦ માણસે ૧ પોલીસ આવે છે. ખાતાનો ખર્ચ રૂ. ૧૭૦૦૦ છે. માણસ દીઠ વાર્ષીક ખર્ચ રૂ. ૦–૩–૭ ત્રણ આના સાત પાઇ અને કુલ ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦–૧–૦ એક આનો ખર્ચ કરવામાં આવે છે.

આ રાજ્યના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટનો પગાર માસીક રૂ. ૬૦ છે. ડેપ્યુટી પોલીસ સુપ્રી. રૂ. ૪૦ અને ફોજદારોનો પગાર રૂ. ૧૫થી ૩૦ સુધી છે. પોલીસખાતામાં આવા છેક હલકા પગારના અમલદાર રાખવાથી રૈયતને વધારે ત્રાસ પડવાનો સંભવ રહે છે.

**વૈદકખાતું**–આ રાજ્યમાં દોલતકુંવર દવાખાનું નામે એક દવાખાનું લુણાવાડામાં છે. બીજી એક ટ્રાવેલીંગ ડીસ્પેન્સરી છે. આથી ગામડાંના લોકોને વૈદક મદદ મળી શકે છે આ ખાતાનો કુલ ખર્ચ ૫૧૫૧ છે. દરેક જણ દીઠ સરેરાસ ૦–૧–૦ અને રાજ્યની વાર્ષીક ઉપજના પ્રમાણમાં દરેક રૂપીએ ૦–૦–૪ ચાર પાઈ ખર્ચ કરવામાં આવે છે.

**કેળવણીખાતું**–લુણાવાડામાં ૧ એંગ્લોવર્નાક્યુલર નીશાળ છે. ૧ ગુજરાતી મુખ્ય નીશાળ છે. તથા ૧ ગુજરાતી કન્યાશાળા છે. રાજ્યમાં બીજી ૧ ગુજરાતી શાળા છે. કુલ ૧૩૨૩ છોકરાઓ અને ૨૭૭ છોકરીઓ ભણે છે નીશાળે જતાં કુલ છોકરા ૧૭૬૦ છે. કન્યાશાળામાં લખતાં, વાંચતાં, શીવતાં, ભરતાં, અને ગુંથતાં શીખવવામાં આવે છે. તે ઉપરાંત પાકશાસ્ત્રની પણ તાલીમ આપવામાં આવે છે. આ બાબત માટે એક રસોઇ કરવાનો વર્ગ જુદો રાખ-

વામાં આવેલ છે. આવી રીતના શીક્ષણથી કેળવણી લેતી બાળાઓ રસોઇ કરવામાં ચોખવટ રાખવી કેટલી જરૂરની છે, અને સારી સ્વાદીષ્ટ વાનીઓ કરકસરથી થોડા ખર્ચમાં કેવી રીતે બનાવી શકાય છે તે શીખે છે. આવા વર્ગો દરેક રાજ્યની દરેક કન્યાશાળામાં રાખવી ખાસ જરૂરની છે.

નવાં ઉપયોગી પુસ્તકો કર્તાને ઉત્તેજન આપવા ખાતર પણ આ રાજ્યમાં દર વરસે સારી રકમ ખર્ચવામાં આવે છે. રાજ્યની બહાર કોલેજોમાં ભણુતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવામાં આવે છે. આ રાજ્યમાં પ્રાથમીક કેળવણી ફરજીઆત નથી. તેમજ તે મફત પણ આપવામાં આવતી નથી. આ ખાતાનો કુલ ખર્ચ રૂ. ૧૦૦૦૦ થાય છે જે આવકના પ્રમાણમાં ૧ રૂપીએ ૦–૦–૭ સાત પાઈ જેટલો છે. અને વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦–૨–૦ ખર્ચ થાય છે.

લુણાવાડામાં "બ્રાઉન મોડલ ફાર્મ" છે. જ્યાં ખેતીવાડીના ઘણા નવીન પ્રયોગો કરવામાં આવે છે.

રાજ્યના રાસ્તી તેમજ જંગલી ભાગમાં થતી તમામ ચીજોનું એક પ્રદર્શન રાખવામાં આવ્યું છે.

રાજ્યની રૈયત કરકસર કરતાં શીખે એટલા માટે રાજ્ય તરફથી એક સેવીંગ્સ બેન્ક ખોલવામાં આવી છે. આ સેવીંગ્સ બેન્કમાં ૩૦૦ ખાતેદાર છે અને રૂ. ૧૭૧૭૦ની થાપણ છે.

આ રાજ્યમાં છાપખાનું નથી. તેમજ કોઈપણ જાતનું રોજીંદું, અઠવાડીક, અગર માસીક પત્ર નીકળતું નથી.



# વાડાસીનોર.

વાડાસીનોર એ રેવાકાંઠા એજન્સીમાં બીજા વર્ગનું રાજ્ય છે.

**સીમા.**—આ રાજ્યની ઉત્તરે મહીકાંઠાના નાના તાલુકા, પૂર્વે લુણાવાડાનું રાજ્ય દક્ષિણે ખેડા જીલ્લાનો ઠાસરા તાલુકો અને દક્ષિણે કપડવંજ તાલુકો છે.

**ક્ષેત્રફળ.**—આ રાજ્યનું ક્ષેત્રફળ ૧૮૯ ચોરસ માઇલ છે, અને વસ્તી ૪૦૫૬૩ માણસની છે.

આ રાજ્યનું વાર્ષિક ઉત્પન્ન લગભગ રૂ. ૨૦૦૦૦૦) બે લાખ જેટલું છે.

આ રાજ્ય અંગ્રેજ સરકારને રૂ. ૭૭૦૬ ખંડણી આપે છે. અને વડોદરા રાજ્યને ઘાસ દાણાના રૂ. ૩૦૭૮) આપે છે.

આ રાજ્યના રાજા જાતે સુની મુસલમાન છે અને નવાબ સાહેબ કહેવાય છે. હાલના નવાબ સાહેબ બાબા શ્રી જમીયતખાનજી છે. તેમની ઉમ્મર હાલ લગભગ ૨૫ વર્ષની છે. ગાદીએ બેસતા પહેલાં રાજકોટ રાજકુમાર કૉલેજમાં કેલવણી લીધા બાદ ડેહરાડુનની ઇમ્પીરીઅલ કેડેટ કોર્પ્સમાં તાલીમ મેળવી નવાબ સાહેબે ગોધરામાં જુદાં જુદાં ખાતાંઓનો અનુભવ લીધેલો છે. નવાબ સાહેબને દત્તક લેવાનો અધીકાર છે અને તેમને અંગ્રેજી છાવણીમાં જાય ત્યારે ૯ તોપોનું માન આપવામાં આવે છે.

નવાબ સાહેબનાં લગ્ન જુનાગઢ રાજ્યના બાબા સાહેબ શ્રી સુભાન બખ્તી સાહેબ સાથે થએલાં છે.

આ રાજ્યના બે ભાગ પાડવામાં આવ્યા છે.

૧. વાડાસીનોર. ૨. વીરપુર. વાડાસીનોરમાં ૪૩ અને વીરપુરમાં ૬૩ ગામડાં મળી રાજ્યમાં કુલ ગામડાં ૧૦૪ છે.

**મહેસુલીખાતું**—આ રાજ્યની તમામ જમીનની માપણી થએલી છે. મહેસુલ વીગોટીની રીતથી લેવામાં આવે છે. જમીનના મહેસુલની સરાસરી ૧ વીંઘે રૂ. ૧-૧-૦ અથવા એક એકરે રૂ. ૧-૧૩-૦ છે.

આ રાજ્યમાં ખેડાણ લાયક જમીન ૭૧૮૧૬ એકર છે. જે-માંની ૫૦૫૪૪ એકરનું ખેડાણ થાય છે. બાકીની ૨૦૨૭૨ એકર જમીન પડતર છે.

જમીનનું વાર્ષીક મહેસુલ રૂ. ૮૭૨૩૬ છે.

**જંગલખાતું**—આ રાજ્યમાં જંગલનો ભાગ ઠીક છે. પણ ઘણા લાંબા વખતથી જંગલખાતા ઉપર પુરતું ધ્યાન આપવામાં આવતું નહતું ઇ. સ. ૧૯૧૪માં પંચમહાલના ડીવીઝન ફોરેસ્ટ ઓફીસરે જંગલની તપાસ કરી અને તેમણે રાજ્યને કેટલીક સૂચ-નાઓ કરી હતી. તે ઉપરથી જંગલનું ડીમાર્કેશનનું કામ કરવામાં આવ્યું હતું જો સારી દેખરેખ રાખવામાં આવે તો જંગલની પેદાશ

ઘણીજ વધે એમ છે. હાલમાં જંગલની વાર્ષિક પેદાશ ફક્ત રૂ. ૫૦૪૪) ને આસરે છે.

**આબકારી ખાતું**—આ રાજ્યનું આબકારી ખાતું ૩૧મી માર્ચ સને ૧૯૧૬ સુધી અંગ્રેજ સરકારને હસ્તક હતું. એ બદલ અંગ્રેજ સરકાર તરફથી રાજ્યને દર વરસે રૂા. ૬૪૨૫ આપવામાં આવતા હતા. આ રાજ્યમાં દારૂની દુકાન ૧૦ છે. દુકાનનું પ્રમાણ દર ૧૧ માઇલે ૧ દુકાનનું આવે છે, અને ૨૩૮૬ માણસે ૧ દુકાનનું આવે છે.

વાર્ષિક કુલ દારૂની ખપત ૨૫ પ્રુફનો ૧૨૬૦ ગેલન અને ૬૦ પ્રુફનો ૯૬૮૯ ગેલન છે.

આ રાજ્યમાં તાડીનાં ઝાડ નથી.

ભાંગ તથા ગાંજાની બે દુકાનો છે. ૧. વાડાસીનોર અને ૨. વીરપુર. આ દુકાનો ૧ વરસના ઇજારે આપવામાં આવે છે.

અફીણની દુકાનો ૫ છે. ગોધરા ડીપોમાંથી બંગાળાનું અફીણ દર બંગાળી શેર રૂ. ૨૭ની કીમ્મતથી લેવામાં આવે છે. અને તે બંગાળી શેર રૂ. ૩૫ની કીમ્મતથી વેચવામાં આવે છે. અફીણની વાર્ષિક ઉપજ રૂ. સાતહજાર આવે છે.

આબકારીખાતાની કુલ વાર્ષિક પેદાશ રૂ. ૧૫૦૦૦) છે.

**ન્યાયખાતું**—આ રાજ્યના ફોજદારી કામ માટે ૭ કોર્ટો છે. (૧) હજુર કોર્ટ (૨) સેશન જડજ કોર્ટ (૩) ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટ

(૪) પહેલા વર્ગના મેજીસ્ટ્રેટ (૫) બીજા વર્ગના મેજીસ્ટ્રેટ (૬) ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટ.

છેલી અપીલ હજુર કોર્ટમાં નવાબ સાહેબને થઇ શકે છે. અને તેઓએ આપેલા ઠરાવ પર અપીલ થઈ શકતી નથી.

દીવાની ન્યાય માટે પાંચ કોર્ટો છે. (૧) હજુર કોર્ટ (૨) ડીસ્ટ્રીકટ જડજ કોર્ટ (૩) ન્યાયાધીશ કોર્ટ (૪) મહાલકારી વીરપુર (૫) મહાલકારી વાડાસીનોર.

હજુર કોર્ટ અપીલ માટે છેલ્લી કોર્ટ છે. અને એ કોર્ટના ઠરાવ સામે અપીલ થઇ શકતી નથી. ડીસ્ટ્રીકટ જડજ કોર્ટમાં રૂ. ૧૦૦૦)ની ઉપરના દાવાઓ લેવામાં આવે છે, અને નીચલી કોર્ટે કરેલા ઠરાવો સામે અપીલ સાંભળે છે. ન્યાયાધીશ કોર્ટ રૂ. ૧૦૦૦ સુધીના દાવાઓ સાંભળે છે. મહાલકારી વીરપુર રૂ. ૩૦૦) સુધીના અને મહાલકારી વાડાસીનોર રૂ. ૨૫૦) સુધીના દાવાઓ લઈ શકે છે.

**લશ્કરખાતું.**—આ રાજ્યમાં ખાસ લશ્કર નથી. રાજ્યમાં ફકત દશ જુની તોપો છે. અને તે ફકત સારે પ્રસંગે સલામી આપવા માટે વપરાય છે.

**પોલીસખાતું.**—આ રાજ્યમાં પોલીસખાતામાં કુલ ૧૧૬ માણસો છે. જેમાંના ૭૧ લખી વાંચી શકે છે, બાકીના ૪૫ અભણ છે. ક્ષેત્રફળના પ્રમાણમાં પોલીસની સરાસરી દર ૧૫ માઇલે ૧ પો-

લીસ તથા વસ્તીના પ્રમાણમાં ૬૫૦ માણસે ૧ પોલીસ આવે છે. કુલ વાર્ષીક ખર્ચ રૂ. ૧૫૦૦૦) ને આશરે થાય છે. જે વસ્તીના પ્રમાણમાં દરેક માણસે લગભગ ૦-૬-૦ છ આના અને રાજ્યની કુલ આવકના પ્રમાણમાં દર રૂપીએ ૦-૧-૨ ખર્ચ કરવામાં આવે છે. આ રાજ્યમાં ગ્રામ્ય પોલીસ નથી.

**કેળવણી ખાતું**—આ ખાતાની દેખરેખ અંગ્રેજ સરકારના કેળવણીખાતાને હસ્તક છે. રાજ્યમાં નીશાળની કુલ સંખ્યા ૧૫ છે; જેમાંની બે ઍંગ્લોવર્નાકયુલર, દશ ગુજરાતી અને ત્રણ ઉર્દુ નિશાળો છે

વિદ્યાર્થીની સંખ્યા ૧૫૦૦) ની લગભગ છે.

વાર્ષિક ખર્ચ રૂ. ૮૦૦૦)ને આશરે થાય છે, વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૩-૨ ત્રણ આના બે પાઇ અને કુલ આવકના પ્રમાણમાં દર રૂપીએ ૦-૦-૭ સાત પાઇ જેટલો ખર્ચ થાય છે. રાજ્યમાં પ્રાથમીક કેળવણી મફત આપવામાં આવે છે. પણ હજી પ્રાથમીક કેળવણી ફરજયાત નથી.

**વૈદકખાતું**.—રાજ્યમાં ફક્ત બે દવાખાનાં છે. એક વાડાસીનોરમાં અને બીજું વીરપુરમાં બન્ને દવાખાનામાંથી લોકોને મફત દવા આપવામાં આવે છે.

આ ખાતામાં વાર્ષિક ખર્ચ રૂ. ત્રણહજારને આશરે કરવામાં આવે છે, અને વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦-૧-૨ એક આનો બે પાઇ અને કુલ આવકના પ્રમાણમાં દરેક રૂપીએ લગભગ ૦-૦-૩ પાઇ જેટલો ખર્ચ કરવામાં આવે છે.

**જન્મ-મરણ.**—રાજ્યમાં જન્મ મરણની સંખ્યાનું પ્રમાણ ૧ માઇલે ૨૭ અને ૧૩ અનુક્રમે આવે છે. જન્મની સંખ્યા મરણની સંખ્યા કરતાં બમણી છે.

**મ્યુનિસિપાલીટી.**—રાજ્યમાં બે મ્યુનિસિપાલીટી છે. વાડાસીનોર અને વીરપુર. દરેક દુકાનદાર પાસેથી ૦-૬-૦ વાર્ષીક કર લેવામાં આવે છે. આ સિવાય બીજી કોઇપણ જાતનો કર લેવામાં આવતો નથી. સઘળો ખર્ચ રાજ્ય તરફથી કરવામાં આવે છે. આ રાજ્યમાં ચાલતો સાબુનો ઉદ્યોગ લગભગ નાશ થવા આવ્યો છે. કારણ કે બારસોપ સાથે સરખાવતાં તે સાબુ ઘણોજ હલકો માલમ પડે છે. અને તેથી ઉઠાવ થઇ શકતો નથી. એક વોરાનું જીનીંગ ફેક્ટરી છે.

રાજ્યની અંદર બહાર ગામથી આવતી ચીજો ઘી, અનાજ, તેલ સાબુ, તંબાકુ, ચામડી અને ઉન છે.

આયાત તથા નીકાશ બન્ને માલ ઉપર આ રાજ્યમાં જકાત લેવાય છે.

રાજ્યમાં સૌથી મ્હોટો મેળો દરીયાઇ સાહેબનો મેળો ભરાય છે. ૪૦૦ વર્ષ ઉપર કાજી મહમદ દરયાઇ સાહેબ નામના એક મહાત્મા થઇ ગયા. આ મહાત્માનું નામ એકલા મુસલમાન વર્ગમાંજ જાણીતું છે. એટલુંજ નહિ પણ ગુજરાત, કાઠીઆવાડ, અને મુંબાઇ તરફની તમામ હિંદુ મુસલમાન એમની દરઘા ઉપર માનત ચઢાવવાને ટોળે ટોળાં આવે છે.

સૌથી પાસેનું સ્ટેશન સેવાલીઆ છે.

રાજ્યમાં વાડાસીનોર અને વીરપુર બે પોસ્ટ ઓફીસો છે. વાડાસીનોરની પોસ્ટ ઓફીસમાં તાર ઓફીસ પણ છે.



# સચીન સ્વસ્થાન.

આ રાજ્ય બીજા વર્ગનું છે અને તે સુરત એજન્સીમાં આવેલું છે. એનું ક્ષેત્રફળ ૪૯ ચોરસ માઈલ છે અને વસ્તી ૧૮૯૦૩ માણસની છે. આ રાજ્ય અંગ્રેજ સરકારને કોઇપણ જાતની ખંડણી આપતું નથી આ રાજ્યના રાજા જાતે મુસલમાન છે અને તેમને નવાબ કહેવામાં આવે છે. હાલના નવાબ સાહેબ " નવાબ સીદી ઈબ્રાહીમ મહમદ યાકુતખાન મુબાઝરાત દૌલા નસરત જંગ બહાદુર " છે. નવાબ સાહેબની ઉમ્મર ત્રીશ વર્ષની છે. નવાબ સાહેબનાં લગ્ન તેમના કાકા નવાબઝાદા નસરૂલ્લાંખાનનાં પુત્રી સાથે થયાં હતાં, અને તેમનાથી ગાદી વારસ નવાબઝાદા મહમદ હૈદરખાં નામે પાટવી કુંવર થએલા છે. તેમની ઉમ્મર હાલ આઠ વર્ષની છે. આ રાજ્યને દત્તક લેવાની સનંદ છે, અને નવાબ સાહેબને ૯ તોપોનું માન આપવામાં આવે છે. રાજ્યની વાર્ષિક ઉપજ રૂ. ૨૩૮૦૦૦ છે.

હાલમાં મી. જે. તાલીયારખાંન દીવાન સાહેબ છે. મી. ભાઈલાલભાઈ વિશ્વનાથ જેઓ આ રાજ્યમાં લાંબા વખતનો અનુભવ ધરાવે છે તેઓ નાયબ દિવાન છે.

**રેવન્યુખાતું**—રાજ્યની જમીનની માપણીનું કામ ઇ. સ. ૧૮૮૩માં કરવામાં આવ્યું હતું. તેની ૩૦ વર્ષની મુદત પૂરી થવાથી ફરી ઇ. સ. ૧૯૧૩માં સરવે કરવાનું ફરી શરૂ કર્યું હતું રાજ્યની ખેડાણ લાયક જમીન ૨૧૭૪૩ એકર છે. મહેસુલનું વાર્ષિક આવક રૂ. ૧૪૮૯૮૪ છે. મહેસુલનો દર દર એકરે રૂ. સાત આવે છે.

**જંગલખાતું.**—આ રાજ્યમાં જંગલનો ભાગ ઘણો નથી.

**આબકારીખાતું**—આ ખાતાની વાર્ષિક ઉપજ રૂ. ૯૯૮૭૨ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ રૂ. પાંચથી વધારેની સરેરાસ આવે છે. એ સિવાય આ બાબત વધારે હકીકત મળી શકતી નથી.

**પોલીસખાતું**—આ ખાતામાં ૮૯ માણસો છે. સરેરાસ લગભગ ૨૦૦ માણસે ૧ પોલીસની તથા એક માઇલે બે પોલીસની આવે છે. આ ખાતાનો ખર્ચ રૂ. ૧૩૩૦૮ છે. વસ્તીના પ્રમાણમાં સરેરાસ દરેક જણ દીઠ ૦-૧૨-૦ છે. અને કુલ ઉપજના પ્રમાણમાં એક રૂપીએ ૦-૦-૧૦ દશ પાઇ ખર્ચ કરવામાં આવે છે.

**ન્યાયખાતું**—ફોજદારી તથા દિવાની ન્યાય માટે આ રાજ્યમાં સગવડ સાધારણ ઠીક છે.

**વૈદકખાતું**—રાજ્યમાં બે દવાખાનાં છે. ૧ સચીનમાં અને ૧ ડુમસમાં. આ ખાતાનો વાર્ષિક ખર્ચ રૂ. ૫૩૯૫ છે. વસ્તીના અને ઉપજના પ્રમાણમાં સરેરાસ અનુક્રમે દરેક જણ દીઠ ૦-૪-૬ અને એક રૂપીએ ૦-૦-૪ આવે છે. ગામડામાં મેલેરીઆ તાવ અટકાવવાને કવીનાઈન તલાટીઓ મારફતે રૈયતને મફત આપવામાં આવે છે.

**કેળવણીખાતું**—રાજ્યમાં ૧૬ છોકરાની અને ૪ છોકરીઓની નિશાળ છે. સચીન, કનસાડ, ડુમસ, ભીમપોર, રાવલા, લેણુંદ અને

વેડછા ગામોની નિશાળમાં અંગ્રેજી કલાસ ખોલવામાં આવ્યા છે. કેળવણી લેતાં છોકરાંની કુલ સંખ્યા ૧૪૬૯ છે. જેમાંથી ૧૦૭ છોકરા અંગ્રેજી શીખે છે. પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવતી નથી. તેમજ ફરજીઆત પણ નથી. કેળવણીનો વાર્ષિક ખર્ચ રૂ. ૬૧૮૫૭ થાય છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ ૦–૧૦–૦ આવે છે. ઉપજના પ્રમાણમાં દર રૂ. ૦–૦–૧૦ દશ પાઇ ખર્ચ કરવામાં આવે છે.

સચીનમાં એક લાયબ્રેરી છે, અને રાજ્ય તરફથી ફક્ત રૂ. ૧૦૦) ની વાર્ષિક મદદ આપવામાં આવે છે. રાજ્યમાં વેડછા ખાતે ૧ કપાસ પીલવાનું કારખાનું છે.

**પોસ્ટ અને તારઓફીસ**—રાજ્યમાં ડુમસ ખાતે પોસ્ટ ઓફીસ અને તારઓફીસ છે. અને સચીનમાં પોસ્ટ ઓફીસ છે. સચીનનું તારનું કામ સચીન રેલ્વે સ્ટેશન જે ઘણુંજ પાસે છે. ત્યાંથી કરવામાં આવે છે.

સચીનથી ડુમસ સુધી ટેલીફોન લાઇન નાખવામાં આવી છે અને ટેલીફોનનું કામ પણ સારૂં ચાલે છે.

આ રાજ્યના લોકની સ્થિતિ સારી છે ડુમસ ભીમપોરના લોકમાં મ્હોટો ભાગ કોળી અને માછીનો છે. અને તેમાંના ઘણા માણસો પોતાનું ગુજરાન વહાણવટું, અથવા સ્ટીમરપર નોકરી અગર મચ્છીમારનો ધંધો કરી ચલાવે છે. કેટલાક બંગાળા તથા નાગપુર તરફ રેલ્વેના નાનામોટા કોન્ટ્રાક્ટરોનું પણ કામ કરે છે. રાજ્યમાં માનાવલા સુની વહોરાની વસ્તી વિશેષ છે. તેમાંના ઘણા ખેતીનો ધંધો કરે છે. રાજ્યની રૈયત એકંદર ઘણી વહેવાર છે.

આ રાજ્યમાં બીલીમોરા અને ડુમસ એ હવાખાવાનાં સ્થળ છે. ડુમસમાં રાજ્યના તથા સુરત અને મુંબઇના વેપારીઓના ઘણા બંગલા છે. અને ગરમીની મોસમમાં ઘણાજ લોકો હવા ખાવાને ડુમસ આવે છે. આ લોકોની સગવડ ખાતર રાજ્ય તરફથી ઘણીજ કાળજી રાખવામાં આવે છે, અને દિવસે દિવસે ડુમસની વધારે અને વધારે ખીલવણી થતી જાય છે. ગુજરાતના લોકોને હવા ફેર માટે ડુમસ એ સૌથી સારૂં અને થોડા ખર્ચમાં રહી શકાય એવું સ્થાન છે. અને હજી એથી પણ વધારે ઓછા ખર્ચથી અને વધારે સગવડતાથી બહારના માણસો આવી રહી શકે તેટલા માટે નવાબ સાહેબ ઘણીજ કાળજી રાખે છે.



# સુંથ સ્વસ્થાન.

આ રાજ્ય રેવાકાંઠા એજન્સીમાં બીજા વર્ગનું રાજ્ય છે એનુ ક્ષેત્રફળ ૩૯૪ ચોરસ માઇલ છે, અને વસ્તી ૫૯૩૫૧ માણસની છે. રાજ્યની વાર્ષિક ઉપજ સરેરાસ રૂ. ૧૮૭૨૪૫ છે. ઇ. સ. ૧૯૧૬ ૧૭ના વર્ષની ઉપજ રૂ. ૧૪૮૦૬૨ હતી. અંગ્રેજ સરકારને દરવર્ષે રૂ. ૫૩૮૫) ખંડણી પેટે આપે છે.

આ રાજ્યને વાંસવાડા, સંજેલી તથા પંચમહાલમાં આવેલી બીજી કેટલીક જગ્યાએથી ચોથ મળે છે.

આ રાજ્યના હાલના રાજા મહારાણાશ્રી જોરાવરસીંહજી છે. તેઓ જાતે પરમાર રજપુત છે તેમની ઉમ્મર ૩૬ વર્ષની છે. રાજા-સાહેબનું પહેલુ લગ્ન રજપુતાનામાં આવેલા શાહપુર સ્વસ્થાનના હાલના રાજાનાં કુવરી સાહેબ સાથે થએલું હતું. પણ તેઓ કાંઇપણ સંતાન વિના દેવલોક પામવાથી રાજા સાહેબે બીજું લગ્ન કર્યું છે મેવાડમાં આવેલા કનોડના રાવલજીનાં કુંવરી સાથે કર્યું છે, અને તેમનાથી એક કુંવરી તથા એક કુંવર છે. કુંવર સાહેબનું નામ પ્રવીણસીંહજી છે. અને તેમની ઉમ્મર નવ વર્ષની છે. તેઓને શિક્ષણ સુંથમંજ આપવામાં આવે છે. આ રાજ્યને દત્તક લેવાની સનંદ છે. અને રાજાજી સાહેબ જ્યારે અંગ્રેજ સરકારની છાવણીમાં જાય ત્યારે તેમને નવ તોપનું માન આપવામાં આવે છે.

આ રાજ્યમાં જમીનનું મહેસુલ વસુલ કરવાની રીત ચાર પ્રકારની છે. ૧. વીઘોટી. ૨. ખાતાબંધી. ૩. કુલતર, ૪. ઇજારે આપવાની.

આખા રાજ્યની જમીનની માપણી પુરી થવા આવી છે. પરંતુ મહેસુલ વસુલ કરવાની રીતમાં હજી સુધી ફેરફાર કરવામાં આવ્યો નથી. આ રાજ્યમાં ખેડાણ લાયક જમીન ૯૮૪૦૮ એકર છે. જેમાંથી ૮૮૮૯૭ એકર જમીનનું ખેડાણ થાય છે. જમીનની મહેસુલના દરની સરેરાસ રૂ. ૧-૪-૦ આવે છે.

જંગલખાતું—આ રાજ્યમાં જંગલનો ભાગ ઘણોજ કિમતી છે. પરંતુ તે એક જથે નહીં હોવાથી જંગલના રક્ષણ માટે જોઇતો બંદોબસ્ત રાજ્ય તરફથી થતો નથી. ખેડુત લોકોને ઇમારતી લાકડું તેમનાં મકાન બાંધવા માટે ઘણાજ સસ્તા દરથી અને કેટલીક વખત મફત આપવામાં આવે છે. રૈયતને ઘાસ તથા જલાઉ કાઠી લાવવાની તથા જથાબંધ ઘરખર્ચ માટે લાવવાની છુટ છે. રાજ્યની સરહદમાં ઘાસ તથા લાકડાં વેચવાની પણ છુટ છે.

આબકારી—મીનીમમ ગેરન્ટી અને સ્ટીલહેડ સીસ્ટમથી ત્રણ વર્ષનો સામટો ઇજારો પહેલે વર્ષે ૪૨૦૦૦, બીજે વર્ષે ૪૩૦૦૦ અને ત્રીજે વર્ષે ૪૪૦૦૦ થી આપવામાં આવ્યો છે. રાજપુરની સેન્ટ્રલ ડીસ્ટીલરીમાં ૨૫ પ્રુફનો તથા ૬૦ પ્રુફનો દારૂ બનાવવામાં આવે છે. ૨૫ પ્રુફના દારૂપર ૦-૧૨-૦ અને ૬૦

પ્રુફના દારૂપર ૦-૬-૦ ડયુટી લેવાય છે. અને બન્નેની વેચાણુ કીંમત રૂ. ૨-૪-૦ અને રૂા. ૧-૨-૦ અનુક્રમે છે.

વાર્ષિક દારૂની ખપત ૨૫ પ્રુફના ૨૪૮૬ ગેલન અને ૬૦ પ્રુફના ૮૯૪૭૮ ગેલન છે. દારૂની ખપતની સરેરાસ દરેક જણુ દીઠ વસ્તીના પ્રમાણુમાં ૧॥ ગેલન આવે છે.

આ ખાતાની કુલ વાર્ષિક આવક રૂ. ૪૪૧૭૯ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણુ દીઠ ૦-૧૨-૦ આવે છે.

**ન્યાયખાતું**—ફોજદારી ન્યાય માટે રાજ્યમાં પાંચ કોર્ટો છે. ૧ હજુર કોર્ટ ૨ દીવાન કોર્ટ ૩ ન્યાયાધીશ કોર્ટ અને બે મહાલ કોર્ટ.

હજુર કોર્ટ હાઇકોર્ટની સત્તા ભોગવે છે. દીવાનની કોર્ટ સેશન્સ જડ્જ અને ડીસ્ટ્રીક્ટ કોર્ટની સત્તા ભોગવે છે. ન્યાયાધીશ પહેલા વર્ગના મેજીસ્ટ્રેટની તથા બે મહાલકરી ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા ભોગવે છે. ફોજદારી ન્યાયમાં અપીલ માટે દીવાનની કોર્ટ તથા હજુર કોર્ટ મળી ૨ કોર્ટો છે.

દીવાની ન્યાય માટે ૧ દીવાનની કોર્ટ ૨ ન્યાયાધીશની કોર્ટ મળી બે કોર્ટો છે. અપીલનું કામ કરવાને દીવાનની કોર્ટ તથા હજુર કોર્ટ મળી બે કોર્ટો છે, પણ ખરૂં જોતાં અપીલનું કામ ફક્ત દીવાનનીજ કોર્ટ કરે છે. એટલે દીવાનના ફેંસલા ઉપરની અપીલની સુનાવણી પણ દીવાન પોતેજ કરે છે.

**પોલીસખાતું**—પોલીસખાતામાં કુલ માણસ ૨૧૫ છે. વસ્તીનાં પ્રમાણમાં સરાસરી ૨૭૬ માણસે ૧ પોલીસ આવે છે અને ક્ષેત્રફળના પ્રમાણમાં બે માઇલે એક પોલીસ આવે છે. કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૧૫૧૬૪ છે. વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ વર્ષે ૦-૪-૦ ખર્ચ થાય છે. અને રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ૦-૧-૨ એક અનો બે પાઇ ખર્ચ થાય છે. ૨૧૫ માણસોમાંથી ફક્ત ૫૯ લખી વાંચી શકે છે.

**વૈદકખાતું**—આખા રાજ્યમાં ફક્ત રામપુરખાતે એક દવાખાનું છે. કુલ વાર્ષિક ખર્ચ રૂ. ૨૮૧૧ છે. રાજ્યની કુલ ઉપજના પ્રમાણમાં ૧ રૂપીએ ત્રણ પાઇ ૦-૦-૩ કરતાં પણ ઓછો ખર્ચ આ ખાતે કરવામાં આવે છે.

**કેળવણીખાતું**—રાજ્યમાં ૧૨ નીશાળો છે. ૧૧ નીશાળો છોકરાઓ માટે અને એક નીશાળ છોકરીઓ માટે છે. આ ખાતાનો તમામ ખર્ચ રાજ્ય તરફથી આપવામાં આવે છે. પરતું દેખરેખ સરકારી કેળવણી ખાતાના અમલદારો રાખે છે. પ્રવીણસિંહજી એ. વી. સ્કુલ નામે અંગ્રેજી સ્કુલ ખોલવામાં આવી હતી. આ નીશાળ રામપુરના શેઠ કરમચંદભાઇની ઉદાર સખાવતને આભારી છે. આ નિશાળ ખોલવામાં તમામ રૈયતની ભારે ઉત્કંઠા હતી તેમ છતાં આ નિશાળમાં છોકરાઓની સંખ્યા જોઇએ તેટલી નથી. એકંદરે નિશાળનું ભવિષ્ય સારૂં લાગતું નથી. આ ખાતાનો કુલ ખર્ચ રૂ. ૪૬૮૦ છે. વાર્ષિક ઉત્પન્નની સરેરાસ એક રૂપીએ સાડા

ચાર પાઇ આવે છે. અને વસ્તીના પ્રમાણમાં દરેક જણ દીઠ રૂ. ૦-૧-૩ આવે છે.

રાજ્યમાં શીતળાની રસી મૂકવાની સવડ છે.

**જન્મ-મરણ**—જન્મની સંખ્યા ૨૨૫૪ અને મરણની સંખ્યા ૮૪૫ છે.

**મ્યુનીસીપાલીટી**—ખરૂં જોતાં આ રાજ્યમાં મ્યુનીસીપાલીટી જેવું કાંઇ છેજ નહિ. એક સેનીટરી બોર્ડ છે. જેમાં ૧૫ સભાસદો હોય છે ૪ અમલદાર અને ૫ રૈયતના પ્રમુખ ન્યાયાધીશ છે.

આ રાજ્યમાં કોઇપણ જાતનાં કારખાનાં નથી.

**સુંથ**—રામપુરમાં ફક્ત એક પોસ્ટ ઑફીસ છે, અને એ પોસ્ટ ઑફીસમાં તારનું કામ પણ કરવામાં આવે છે.

આ રાજ્યમાં છાપખાનું નથી.

**લાયબ્રેરી**—ડોડરંટ લાયબ્રેરી નામે ૧ લાયબ્રેરી રામપુરમાં છે.

